પ્રકાશન નં. ૧૦

# કૌટુંબિક ઝઘડાઓનાં કારણો અને તેમનો ઉકેલ

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું,
"હું તે વ્યક્તિ માટે જન્નતની વચ્ચોવચ ઘર અપાવવાની જવાબદારી
લઉં છું, જે વ્યક્તિ હક પર હોવા છતાં ઝઘડો જતો કરે."

: લેખક :
જસ્ટિસ મૌલાના મુફતી મુહમ્મદ તકી સા. ઉસ્માની (મ.ઝિ.)

અનુવાદક : ઝાકિર હુસૈન શૈખ

: પ્રકાશક :
ઇસ્માઇલભાઇ ઘડિયાલી
"બયતુલ ઇશાઅત", પરીએજ, તા. જિ. ભરૂચ
ફોન : ૦૨૬૪૨-૨૮૪૩૩૯ મો. : ૦૯૪૨૭૮૧૬૪૮૨

પ્રકાશન નં. ૧૦

# કૌટુંબિક ઝઘડાઓનાં કારણો અને તેમનો ઉકેલ

● મૂળ લેખક ●

**જસ્ટિસ મવલાના મુફતી મુહમ્મદ તકી સાહબ ઉસ્માની**
**મદ્દ ઝિલ્લહુલ આલી**

● અનુવાદ ●

**ઝાકિરહુસૈન શૈખ**



✦ પ્રકાશક ✦

**"બયતુલ ઈશાઅત"**
**ઈસ્માઈલ આઈ. ઘડિયાળી**
**બયતુલ ઈશાઅત**
**મુ. પો. પરીએજ, ૩૯૨ ૦૨૧**
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)
ફોન (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ મોબા. : ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

કિતાબનું નામ : કૌટુંબિક ઝઘડાઓના કારણો
અને તેમનો ઉકેલ

સંપાદક : જસ્ટિસ મવલાના મુફતી મુહમ્મદ
તકી સાહબ ઉસ્માની મદ્દ ઝિલ્લહુલ આલી

અનુવાદક : ઝાકિરહુસૈન શૈખ

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૦૦૦

પ્રકાશન વર્ષ : ૧૪૩૧ / ૨૦૧૦

મૂલ્ય :



✦ પ્રકાશક ✦

"બયતુલ ઈશાઅત"

ઈસ્માઈલ આઈ. ઘડિયાળી
બયતુલ ઈશાઅત
મુ. પો. પરીએજ, ૩૯૨ ૦૨૧
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)
ફોન (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ મોબા. : ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

## અનુક્રમણિકા

# કૌટુંબિક ઝઘડાઓનાં કારણો અને તેમનો ઉકેલ

## પ્રકાશકીય

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન, વલ્ આકિબ-તુ લિલ્ મુત્તકીન, વસ્સલાતુ વસ્સલામુ અલા અશ્રફિલ્ અમ્બિયાઈ વલ્ મુરસલીન....**

**આ એક કડવી, વરવી, વસમી અને નકારી ન શકાય એવી નક્કર વાસ્તિવકતા છે કે આજે આપણો મુસ્લિમ સમાજ કૌટુંબિક કજિયાઓ, સાંસારિક કલહ-કંકાસ અને સામાજિક વાદ-વિવાદોના ચીપિયામાં બુરી રીતે ભીંસાઈ રહ્યો છે. અતિરેક અને અતિશયોક્તિ વિના કહી શકાય છે કે, આપણાં ઘણાં ખરાં ઘર અને ખાનદાન જીવતી દોઝખ બની ગયાં છે. કેટલાક પરિવારો ઉજ્જડ બની ગયા છે અને સુખ શાંતિ માટે વલખાં મારી રહ્યાં છે. આપણાં ગૃહસ્થી જીવન નિરસ, દુષ્કર, કઠિન અને અજીરણ બની ગયાં છે. આપણાં જીવન અને ઘર સંસારમાં દુઃખ, રંજગમ, યાતનાઓ, આપત્તિઓ અને મુંઝવણોની એક અતૂટ પરંપરા સર્જાઈ છે. કૌટુંબિક વ્યવસ્થામાં ઠેર ઠેર ભારે અરાજકતા અને અંધાધૂંધી જોવા મળે છે. ખાનદાની વિષમતાઓ, વિખવાદો, વિટંબણાઓ, વિપત્તિઓ,**

વિમાસણો અને વિષાદોએ માઝા મૂકી છે.

આવા કપરા અને મૂંઝવણ કારક સંજોગો નિર્માણ થવાનાં કાર્ય કારણોના સંદર્ભમાં આપણે કદી ગંભીરતાપૂર્વક અને ગહનપણે વિચાર્યું છે ખરું? વિચાર્યું હોય તો કદી અમલી પગલાં ભર્યાં છે ખરાં? આ કૌટુંબિક સળગતી સમસ્યાઓના ઉકેલ માટે કદી કશા પ્રયત્નો કરવાની તવફીક નસીબ થઈ છે? આત્મ મંથન અને આત્મ નિરીક્ષણ કરવાની જરૂર છે. આ ચિંતનની ક્ષણ છે.

આવી વિકટ અને વિષમય પરિસ્થિતિ ઉત્પન્ન થવાના અસ્બાબ તદ્દન સ્પષ્ટ છે. આપણે ઈસ્લામી શરીઅતના કલ્યાણકારી અને ઉપયોગી આદેશોને અને ઉપદેશોને કોરાણે મૂકી દીધા છે. પરિવારજનો અને આપ્તજનોની ઈસ્લાહ પ્રત્યે આપણે અક્ષમ્ય દુર્લક્ષ સેવ્યું છે. ખાનદાનની સુખાકારી અને સુધારણ માટે ઉપદેશાયેલા નબવી ફરમાનો અને આદર્શોને તિલાજંલિ આપી દીધી છે. ઈસ્લાહે મુઆશરહની જવાબદારી નિભાવવામાં આપણે ઉણાં ઉતર્યા છીએ. કુટુંબના સભ્યોએ પોતાની પારિવારિક-પારસ્પરિક જવાબદારી નિભાવવામાં ઘોર ઉદાસીનતા દાખવી છે.

તદુપરાંત અન્યાય, શોષણ, સ્વાર્થ પેટુતા, ભેદભાવ,

વેરવૃત્તિ, કીના કપટ, દ્વેષભાવ, બે-સબ્રી, નફરત, પાયાહીન આક્ષેપબાજી, ક્ષમાવૃત્તિનો અભાવ, સમર્પણ ભાવનાની ઓછપ, કુટુંબકીય કર્તવ્ય પાલનમાં સુસ્તી, વારસા વહેંચણીમાં વિલંબ યા અસમાનતા, વડીલોનું અપમાન, મોટેરાઓનો અનાદર અને નાનેરાઓ પ્રત્યે હેત-પ્રેમની ઉણપ જેવા વિવિધ દુર્ગુણો અને અનિષ્ટોએ આપણી જીવન વ્યવસ્થાનો કચ્ચરઘાણ વાળી દીધો છે અને કૌટુંબિક તંત્રોના તાણાંવાણાંને છિન્ન-ભિન્ન કરી દીધાં છે.

ખાનદાની અને ઘરેલૂ ઝઘડાઓના આ મહા વિનાશકારી અને જીવલેણ દલદલ તથા ગહન ગર્તામાંથી મુસ્લિમ સમાજને ઉગારવાનો માર્ગ શું? ઉપાય શો? અસ્બાબ અને કાર્ય કારણો શાં? તદબીરો-યુક્તિઓ શી? ઉકેલ શું? આ તમામ પ્રશ્નોનો માત્ર અને માત્ર એક જ ઉત્તર છે: કુટુંબલક્ષી અને સમાજ વિષયક ઈસ્લામી તા'લીમાતનું પાલન તથા શરઈ અહકામનું આચરણ....

સમાજની દરેક વ્યક્તિએ વૈયક્તિક અને સામૂહિક ધોરણે પોતાના પારિવારીક અને સામાજિક હક્કો અને કર્તવ્યો અદા કરવાની સભાનતા, સતર્કતા અને સજાગતા કેળવવાની વિશેષ જરૂર છે. ઈસ્લામમાં સુલેહ-સમાધાન અને સમાજ સેવાનું અદકેરું મહત્વ છે. મુસ્લિમ સમાજ અને સોસાયટીમાં એવા સમાજ સુધારકો, સમાજ સેવકો, સ્વૈચ્છિક સંસ્થાઓ

અને સમાજ ચિંતકો હોવાં જોઈએ, જે પારિવારિક અણબનાવો અને સામાજિક સમસ્યાઓનો સુખદ નિવેડો લાવવામાં લવાદની ભૂમિકા નિભાવી શકે અને સમાજમાં સદ્‌ભાવ, સુલેહ-શાંતિ, સલામતી અને સુખ-સમૃદ્ધિનું વાતાવરણ પ્રસ્થાપિત કરવાને પોતાનો જીવન મંત્ર બનાવી લે. આવી સુધારાવાદી અને સમાધાનકારી પ્રવૃત્તિઓનો ઈસ્લામ મઝહબમાં ઘણો મહિમા છે અને તેની ખૂબ પ્રેરણા આપી છે. ફરમાવ્યું :

"ઈન્નલ્ મુઅ્મિનૂ-ન ઈખ્વતુન્, ફ-અસ્લિહૂ બય્ન અખ - વય્ કુમઃ"

મુઅ્મિનો તો પરસ્પર ભાઈ ભાઈ છે, માટે પોતાના ભાઈઓ વચ્ચે સુલેહ કરાવી દો - સંબંધો સુધારો (સુરએ હુજુરાત:૧૦)

"વલ્ મુઅ્મિનૂન વલ્ મુઅ્મિનાતુ બઅ્દુહુમ અવ્લિયા ઉ બઅ્ દિન્ :"

મુઅ્મિન પુરૂષો અને મુઅ્મિન સ્ત્રીઓ આપસમાં એકબીજાના (દીની) દોસ્ત છે, તેઓ ભલાઈનો હુકમ આપે છે અને બુરાઈનો નિષેધ કરે છે. (સૂરએ તવબહ : ૭૧)

હદીષ શરીફમાં હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું "મન અસ્લ-હ બય્નન્નાસિ અસ્લહલ્લાહુ અમ્રહૂ:"

જે માણસે લોકો દરમ્યાન સુલેહ કરાવી દીધી, તો અલ્લાહ તઆલા તેના મામલાને દુરસ્ત ફરમાવી દેશે અને (સુલેહની કાર્યવાહી દરમિયાન) તેણે કહેલા - ઉચ્ચારેલા પ્રત્યેક કલિમહ (વાક્ય)ના બદલામાં તેને એક ગુલામ આઝાદ કરવાનો સવાબ મળશે અને અંતે તે પોતાના આગલા (પૂર્વકાલીન) ગુનાહોને માફ કરાવીને પાછો ફરશે. (અત્તરગીબ વત્તરહીબ, રહમત કે ખઝાને:પ૨૨)

વાચન હેઠળની કિતાબ **"કૌટુંબિક ઝઘડાઓના કારણો અને તેમનો ઉકેલ"** માં આપણાં કૌટુંબિક અને સામાજિક ઝઘડાઓ, ઝંઝટો અને ઝમેલાઓનાં કારણ, તારણ, મારણ અને નિવારણ પ્રસ્તુત કરાયાં છે. કુટુંબ-કલેશના ઉકેલમાં કૌટુંબિક સંઘર્ષો, સંકટો અને સંતાપોને ખાળવામાં, કુટુંબ-કલ્યાણના દિશા સૂચનમાં અને આપણાં ઘરોને જન્નતના નમૂનાઓમાં પરિવર્તિત કરવામાં આ ઈસ્લામી દર્શન (વીઝન) અવશ્ય ઉપયોગી, માર્ગદર્શક, પ્રેરણા દાયક અને આશિર્વાદ રૂપ પુરવાર થશે. યકીન પૂર્વક કહી શકાય છે કે પારિવારિક પડકારો અને પ્રતિશોધોના ગાઢ અંધકારમાં દીવા દાંડી યા માર્ગદીપની ગરજ સારે એવી આ અનમોલ કિતાબ આપણને કૌટુંબિક ખડકો અને ટર્નિંગ પોઈન્ટ્સથી બચાવીને પાર ઉતારવા સક્ષમ અને સમર્થ છે, ઈન્શા અલ્લાહ.

આવું પ્રાણવાન પ્રકાશન કૌમને સમર્પિત કરવા બદલ બયતુલ ઈશાઅત, પરીએજ અલ્લાહ તઆલાનો અપાર શુક્રિયહ અદા કરે છે અને આનંદની લાગણી અનુભવે છે. ફલિલ્લાહિલ્ હમ્દુ વ લહુશ્શુક્રુ અલા ઝાલિક.

અલ્લાહ તઆલા બયતુલ ઈશાઅતની આ નાની શી ખિદમતને કબૂલ ફરમાવે, સહાયકોને બેહતરીન બદલાથી નવાઝે અને અમ કાર્યકર્તાઓને ભવિષ્યમાં પણ આવી દીની-તબ્લીગી ખિદમાતમાં પ્રવૃત્ત રહેવાની નેક તવફીક અને શક્તિ અતા ફરમાવે.

અંતે બયતુલ ઈશાઅતની સદક-એ-જારિયહ રૂપી દીની-તબ્લીગી પ્રવૃત્તિને વધુ વેગવાન અને વિકસિત બનાવવામાં યોગ્ય તઆવુન ફરમાવવા મુસ્લિમ બિરાદરોને નમ્ર વિનંતી અને અપીલ.

વસ્સલામુ અલય્કુમ વ રહ્મતુલ્લાહિ વ બ-રકાતુહ!

મોહતાજે દુઆ:
ઈસ્માઈલભાઈ ઘડિયાળી

બયતુલ ઈશાઅત,
પરીએજ, જિ. ભરૂચ.

# કૌટુંબિક ઝઘડાઓના કારણો અને તેમનો ઉકેલ

## ભાગ-૧

اَلْحَمْدُ لِلّٰهِ نَحْمَدُهٗ وَنَسْتَعِيْنُهٗ وَنَسْتَغْفِرُهٗ وَنُؤْمِنُ بِهٖ وَنَتَوَكَّلُ عَلَيْهِ وَنَعُوْذُ بِاللّٰهِ مِنْ شُرُوْرِ اَنْفُسِنَا وَمِنْ سَيِّاٰتِ اَعْمَالِنَا، مَنْ يَّهْدِهِ اللّٰهُ فَلَا مُضِلَّ لَهٗ وَمَنْ يُّضْلِلْهُ فَلَا هَادِىَ لَهٗ وَاَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ سَيِّدَنَا وَنَبِيَّنَا وَمَوْلَانَا مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارَكَ وَسَلَّمَ تَسْلِيْمًا كَثِيْرًا كَثِيْرًا

اَمَّا بَعْدُ!

عَنْ اَبِى الدَّرْدَاءِ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ عَنِ النَّبِىِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: اَلَا اُخْبِرُكُمْ بِاَفْضَلِ مِنْ دَرَجَةِ الصِّيَامِ وَالصَّلٰوةِ وَالصَّدَقَةِ قَالُوْا بَلٰى. قَالَ اِصْلَاحُ ذَاتِ الْبَيْنِ وَفَسَادُ ذَاتِ الْبَيْنِ الْحَالِقَةُ

(ابوداود، کتاب الادب، باب ما فی اصلاح ذات البین)

## ઉમ્મતે મુહમ્મદિય્યહના વિદ્વાન :

આ હદીસ હઝરત અબૂ દરદા (રદિ.)થી મરવી છે. હઝરત અબૂ દરદા (રદિ.) સહાબીઓમાં મહાન, ઉચ્ચ દરજ્જાના અવલિયામાંથી છે અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને ''હકીમુલ હાઝિહિલ ઉમ્મત''નો ઈલ્કાબ આપ્યો હતો એટલે કે ઉમ્મતે મુહમ્મદિય્યહના વિદ્વાન અને ફિલોસોફર છે. અલ્લાહ તઆલાએ તેમને ''હિકમત'' (વિદ્વતા) આપી હતી.

## પ્રશ્ન વડે તલબ પેદા કરવી :

તેઓ રિવાયત કરે છે કે, એક વાર હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબએ કિરામ (રદિ.)થી પૂછયું કે, હું તમને એવો દરજ્જો ન બતાવું કે જે રોઝા, નમાઝ અને સદકાથી પણ અફઝલ (ચઢિયાતો અમલ) છે ? આ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વાતચીત કરવાની રીત હતી કે જયારે કોઈ વસ્તુની મહત્વતા વર્ણન કરવાની થતી ત્યારે સહાબએ કિરામ (રદિ.)થી જાતે પ્રશ્ન પૂછયા કરતા હતા, જેથી તેમના હૃદયમાં તલબ જન્મે. જો દિલમાં તલબ હોય તો તે સમયે જે વાત કહેવામાં આવે તેની અસર પણ થાય છે અને જો દિલમાં તલબ ન હોય તો તે સમયે ગમે તેવી સારામાં સારી વાત કહેવામાં આવે, ગમે તેવો સારામાં સારો નુસખો બતાવવામાં આવે, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શિક્ષણ આપવામાં આવે તો પણ તે વસ્તુઓથી કોઈ લાભ થતો નથી. આ તલબ મોટી વસ્તુ છે.

## દીનની તલબ જન્માવો :

એટલા માટે બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે, માણસની સફળતાનો

ભેદ એમાં છે કે, માણસ પોતાની અંદર દીનની તલબ અને ધર્મની વાતો પર અમલ કરવાની તલબ પેદા કરી લે. જ્યારે આ તલબ પેદા થઈ જાય છે તો પછી અલ્લાહ તઆલા ખુદ નવાઝી દે છે. અલ્લાહ તઆલાની રીત અને પદ્ધતિ આ જ છે. આને જ મવલાના રૂમી (રહ.) ફરમાવે છે કે :

**આબ કમ જો તિશ્નગી આવર બ-દસ્ત**
**તા બજોશદ આબ અઝ બાલા વ પસ્ત**

અર્થાત : પાણી ઓછું શોધો. તરસ વધુ પેદા કરો. જ્યારે તરસ વધુ પેદા થઈ જાય છે તો અલ્લાહ તઆલાની આદત અને પદ્ધતિ એ છે કે, પછી ઉપર અને નીચે દરેક જગ્યાએ પાણી જોશ મારે છે. આ તલબ મોટી વસ્તુ છે. અલ્લાહ તઆલા પોતાના ફઝલથી આપણા સૌના દિલોમાં તલબ પેદા ફરમાવી દે, આમીન !

## તલબ વ્યાકુળતા જન્મે છે :

આ "તલબ" જ એ વસ્તુ છે કે જ્યારે એક વાર માણસની અંદર પેદા થઈ જાય તો પછી માણસને ચેન લેવા દેતી નથી, બલકે તેને વ્યાકુળ રાખે છે. જ્યાં સુધી માણસનો હેતુ સિદ્ધ ન થાય, માણસને ચેન નથી પડતું. તેનું ઉદાહરણ એમ સમજો કે, જ્યારે માણસને ભૂખ લાગી જાય અને "ભૂખ"નો અર્થ છે "ખાવાની તલબ" તો જ્યારે માણસને ભૂખ લાગેલી હશે તો શું તેને ચેન આવશે ? કોઈ અન્ય કામ કરવાનું મન થશે ? જ્યારે જમવાની તલબ લાગેલી છે તો માણસને ત્યાં સુધી ચેન નહિ પડે જ્યાં સુધી તેને જમવાનું ન મળી જાય. જો માણસને તરસ લાગેલી છે તો "તરસ"નો અર્થ છે "પાણીની તલબ". જ્યાં સુધી પાણી નહિ મળે ત્યાં સુધી તે માણસને ચેન નહિ આવે.

અલ્લાહ તઆલા આપણા દિલોમાં "દીન"ની પણ એવી તલબ પેદા ફરમાવે. જ્યારે આ તલબ પેદા થઈ જાય છે તો માણસને ત્યાં સુધી ચેન નહિ પડે જ્યાં સુધી દીન પ્રાપ્ત ન થઈ જાય, બલકે વ્યાકુળતા લાગી રહે.

## સહાબા (રદિ.) અને દીનની તલબ :

હઝરાતે સહાબએ કિરામ (રદિ.)નો હાલ એવો જ હતો કે તેમનામાંથી દરેક વ્યકિતને આ વ્યાકુળતા લાગેલી હતી કે, મૃત્યુ પછી મારું શું પરિણામ આવવાનું છે ? અલ્લાહ તઆલા સમક્ષ હાજર થવાનું છે. તેના પછી દોઝખ કે જન્નત છે, પણ મને નથી ખબર કે મારું પરિણામ શું આવવાનું છે. તે વ્યાકુળતાની અસર એ હતી કે, સવારથી લઈને સાંજ સુધી સામાન્ય કાર્યોમાં પણ ચિંતા લાગેલી છે કે, ખબર નથી કે આ કામ અલ્લાહ તઆલાની પ્રસન્નતા મુજબ છે કે નહિ ? કયાંક આના કારણે હું દોઝખનો હકદાર તો ન થઈ ગયો ?

## હઝરત હન્ઝલા (રદિ.)ને આખિરતની ચિંતા :

એક વાર હઝરત હન્ઝલા (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવ્યા અને અરજ કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! "નાફ-ક હન્ઝલતુ" હન્ઝલા તો મુનાફિક થઈ ગયો. તેઓ પોતાના વિશે કહી રહયા છે કે, હું તો મુનાફિક થઈ ગયો. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પૂછયું, કેવી રીતે મુનાફિક થઈ ગયા ? તેમણે કહયું કે, જયારે હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસમાં બેસું છું તો તે સમયે આખિરતની ચિંતા લાગેલી રહે છે અને એવું લાગે છે કે, જન્નત અને દોઝખ પોતાની આંખથી પોતાની સામે નિહાળું છું અને તેના

કારણે દિલમાં ડર અને નરમાશ પેદા થાય છે અને અલ્લાહ તઆલાની આજ્ઞાપાલનની ભાવના જન્મે છે, પરંતુ જ્યારે આપની મજલિસથી ઊભો થઈને પત્ની અને બાળકો પાસે ઘરે જાઉં છું તો તે સમયે દિલની એ સ્થિતિ બાકી રહેતી નથી. એવું લાગે છે કે હું મુનાફિક થઈ ગયો છું, કારણ કે આપની પાસે એક હાલત હોય છે અને ઘરે જઈને બીજી હાલત થઈ જાય છે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને સાંત્વાના આપી અને ફરમાવ્યું કે, હે હન્ઝલા ! આ વખત વખતની વાત હોય છે. કોઈ સમયે માનવી પર એક સ્થિતિ છવાઈ જાય છે અને બીજા સમયે અન્ય સ્થિતિ. માટે દુઃખી ન થાઓ અને જે કાર્યો અલ્લાહ તઆલાએ બતાવેલા છે તેમનામાં લાગેલા રહો, ઈન્શા અલ્લાહ બેડો પાર થઈ જશે. માટે આવી ચિંતા થવી કે શું હું મુનાફિક તો નથી થઈ ગયો ? આ આખિરતની તલબ છે, જે વ્યાકુળ બનાવી દે છે.

## હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) અને આખિરતની ચિંતા :

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) એટલા મહાન દરજાવાળા સહાબી, બીજા ખલીફા જેમના વિશે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવી દીધું કે, જો મારા પછી કોઈ નબી હોત તો હઝરત ઉમર (રદિ.) હોત અને જેમના વિશે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માર્ગથી હઝરત ઉમર (રદિ.) પસાર થઈ જાય છે તો તે માર્ગથી શયતાન પસાર થતો નથી, શયતાન રસ્તો બદલી નાખે છે. એ ઉમર (રદિ.) જેમના વિશે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)એ ફરમાવ્યું કે, મેં જન્નતની અંદર તમારો મહેલ જોયો છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ સઘળી વાતો સાંભળી લીધી છતાં આપની એવી હાલત હતી કે, આપ હઝરત હુઝયફા (રદિ.)ને કસમ આપીને પૂછે કે, હે હુઝયફા ! અલ્લાહને માટે બતાવો કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુનાફિકોની જે સૂચિ (યાદી) તમને બતાવી છે તેમાં કયાંય મારું નામ તો નથી ને ? એવી ચિંતા અને તલબ લાગેલી છે.

## તલબ પછી મદદ આવે છે :

અને જ્યારે તલબ લાગી જાય છે તો પછી અલ્લાહ તઆલા પોતાની રહમતથી અતા ફરમાવી જ દે છે. એટલા માટે મવલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

**આબ કમ જો તિશ્નગી આવર બ-દસ્ત**
**તા બજોશદ આબ અઝ બાલા વ પસ્ત**

"પાણી શોધવાથી વધુ તરસ પેદા કરો." દિલમાં દરેક ક્ષણે ચિંતા, બેચેની અને વ્યાકુળતા હોવી જોઈએ કે મને સાચી વાતનું જ્ઞાન થઈ જાય અને જ્યારે આ તલબ પેદા થઈ જાય છે તો અલ્લાહ તઆલા પોતાના ફઝલથી આપી જ દે છે. અલ્લાહની રીત એવી છે કે, કોઈ સાચા માંગનારને જેના દિલમાં સત્ય તલબ હોય તો આ જ સુધી અલ્લાહ તઆલાએ રદ ફરમાવી નથી. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પ્રશિક્ષણની એ રીત હતી કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સહાબએ કિરામ (રદિ.)માં પહેલા તલબ પેદા ફરમાવતા હતા. માટે આપે તેમનાથી પહેલા પ્રશ્ન કર્યો કે, શું હું તમને અલ્લાહ તઆલાની પ્રસન્નતાની અને અજરો-સવાબની એવી વસ્તુ ન બતાવું કે જે

નમાઝથી પણ અફઝલ, રોઝાથી પણ ચઢિયાતી અને સદકાથી પણ સારી હોય ? આ પ્રશ્ન પૂંછીને તેમની અંદર તલબ અને શોખ પેદા ફરમાવી રહયા છે.

## નમાઝ વડે અલ્લાહ તઆલાની નિકટતા :

સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અવશ્ય જણાવો. એટલા માટે સહાબએ કિરામ (રદિ.)ને દરેક ક્ષણે એ ધૂન લાગેલી રહેતી કે, કઈ વસ્તુ એવી છે કે જે અલ્લાહની નિકટતા આપનાર છે તથા અલ્લાહની પ્રસન્નતા અતા કરનાર છે ? તેઓ અત્યાર સુધી રોઝાની, નમાઝની અને સદકાની ફઝીલત સાંભળી ચૂકયા હતા કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, નમાઝ દીનનો સ્તંભ છે. એક અન્ય હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે, બંદો નવાફિલના માધ્યમથી મારી સમીપતા એટલે કે નિકટતા પ્રાપ્ત કરતો રહે છે અને જેટલા નવાફિલ વધારે પઢે છે તે એટલો જ મારી વધુ નજીક આવતો જાય છે. એટલે સુધી કે એક દરજો એવો આવી જાય છે કે, હું તેની આંખ બની જાઉં છું જેના વડે તે જુએ છે. હું તેનો કાન બની જાઉં છું, જેના વડે તે સાંભળે છે. હું તેનો હાથ બની જાઉં છું જેના વડે તે પકડે છે. નવાફિલની પુષ્કળતાના પરિણામે તે માણસ અલ્લાહ તઆલાની એટલો નજીક થઈ જાય છે કે, તે માણસનું સમગ્ર અસ્તિત્વ અલ્લાહ તઆલાની પ્રસન્નતાનું પ્રતિક બની જાય છે. સહાબએ કિરામ (રદિ.) નમાઝની આ ફઝીલત સાંભળી ચૂકયા હતા. માટે તેમના દિલમાં એ હતું

કે, નમાઝથી વધુ અફઝલ કઈ વસ્તુ હશે ?

## રોઝાની ફઝીલત :

રોઝાની આ ફઝીલત પણ સહાબએ કિરામ (રદિ.) સાંભળી ચૂકયા હતા કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, અન્ય ઈબાદતોનો બદલો તો મેં ઠેરવી દીધો છે કે, ફલાણી ઈબાદતનો સવાબ દસ ગણો, ફલાણી ઈબાદતનો સવાબ સો ગણો અને ફલાણી ઈબાદતનો સવાબ સાત સો ગણો, પરંતુ રોઝા વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, "આ રોઝો મારા માટે છે અને હું જ તેનો બદલો આપીશ." એટલે કે રોઝાનો જે અજ્ર અને સવાબ હું અતા કરીશ તે તમારી ગણતરીમાં અને તમારી માપણીમાં તેના બદલા અને સવાબની કલ્પના આવી જ ન શકે. આ રોઝો મારા માટે છે એટલે તેનો બદલો અને સવાબ પણ મારી શાન પ્રમાણે આપીશ. પોતાની મહાનતા મુજબ આપીશ. સહાબએ કિરામ (રદિ.) રોઝાની આ ફઝીલત સાંભળી ચૂકયા હતા, માટે તેમના મગજમાં એ હતું કે, રોઝો ઘણી અફઝલ ઈબાદત છે.

## સદકાની ફઝીલત :

સહાબએ કિરામ રદિ. સદકાની આ ફઝીલત સાંભળી ચૂકયાં હતાં કે અલ્લાહના માર્ગમાં સદકો કરવાથી સાતસો ગણાં અજ્ર અને સવાબ તો મળવાની ખાત્રી છે અને આટલો સવાબ પણ આપણાં હિસાબે નથી બલ્કે જન્નતના હિસાબથી મળનાર છે. માટે, સહાબએ કિરામ રદિ. એવું સમજતાં હતાં કે સદકો કરવો ખૂબ અફઝલ ઈબાદત છે.

## સૌથી અફઝલ ઈબાદત ઝઘડાઓનો અંત લાવવાઃ

માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમનાથી ફરમાવ્યું કે, શું હું એવી વસ્તુ ન જણાવું કે જે આ નમાઝથી પણ અફઝલ છે ? આ રોઝાથી પણ ચઢિયાતી છે ? અને આ સદકાથી પણ સારી છે ? જેમની ફઝીલતો તમે સાંભળી ચૂકયા છો. માટે આ સાંભળીને સહાબએ કિરામ (રદિ.)ના દિલમાં શોખ જન્મ્યો અને તેમણે અરજ કરી કે, યા રસૂલલ્લાહ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ વસ્તુ અવશ્ય બતાવો કે જેથી અમે તે વસ્તુ પ્રાપ્ત કરીએ અને તેના પરિણામે અલ્લાહ તઆલા અમને આ ઈબાદતોથી પણ વધારે સવાબ અતા ફરમાવે. તે પછી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તે વસ્તુ આ છેઃ

صَلَاحُ ذَاتِ الْبَيْنِ

અર્થ : બે મુસલમાનો વચ્ચે મનભેદ, વિખવાદ અને જુદાઈ થઈ ગઈ હોય અથવા બે મુસલમાનો વચ્ચે ઝઘડો ઊભો થઈ ગયો હોય અને બન્ને એકબીજાનું મોઢું જોવા પણ તૈયાર ન હોય તો હવે કોઈ એવું કામ કરો કે જેના પરિણામે તેમના વચ્ચેનો ઝઘડો સમાપ્ત થઈ જાય અને બન્નેના દિલ પરસ્પર મળી જાય તથા બંને એક થઈ જાય. તમારો આ અમલ નમાઝથી પણ અફઝલ છે, રોઝાથી પણ અફઝલ છે અને સદકાથી પણ અફઝલ છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વાત કરવાની આ પદ્ધતિ હતી.

## સમાધાન કરાવવું નફલ નમાઝ અને રોઝાથી અફઝલ છે :

પરંતુ એક વાત યાદ રાખો કે, આ હદીસમાં નમાઝ, રોઝાનો

અર્થ નફલ નમાઝ, રોઝા છે. મતલબ એ છે કે જો તમે એક બાજુ આખી રાત નફલ નમાઝ પઢતા રહો, આખો દિવસ નફલ રોઝો રાખો અને ઘણો માલ નફલ સદકો આપો તો આમાંથી દરેક કાર્ય ઘણી ફઝીલત અને સવાબનું છે, પરંતુ બીજી તરફ બે મુસલમાન ભાઈઓ વચ્ચે ઝઘડો હોય અને તે ઝઘડાના કારણે બંને વચ્ચે મનભેદ જન્મ્યો હોય તો તે ઝઘડાને સમાપ્ત કરવા માટે જો તમે થોડો સમય ખર્ચ કરશો અને તેમનાં દિલ મળી જાય, તેઓ પરસ્પર ભેટી પડે અને તેમની વચ્ચે પ્રેમ સ્થાપિત થઈ જાય તો તેવી પરિસ્થિતિમાં તમે જે સમગ્ર રાત્રિમાં નફલ નમાઝો પઢી હતી, નફલ રોઝા રાખ્યા હતા અને કેટલાય રૂપિયા નફલ સદકા તરીકે આપ્યા હતા તે બધાથી વધારે બદલો અને સવાબ તમને આ અમલ દ્વારા પ્રાપ્ત થઈ જશે. આપ વિચાર કરો કે કેટલી મોટી વાત હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વર્ણવી છે.

## પરસ્પરના ઝઘડા દીનનું મુંડન કરે છે :

એક બાજુ તો એવું ફરમાવી દીધું કે, મુસલમાનો વચ્ચે પરસ્પર પ્રેમ, બંધુત્વ, સ્નેહ અને મુહબ્બત સ્થાપિત કરવી બધી નફલ ઈબાદતોથી અફઝલ છે અને બીજી તરફ આગળ ઈરશાદ ફરમાવ્યો કે,

"وَفَسَادُ ذَاتِ الْبَيْنِ هِيَ الْحَالِقَةُ"

અર્થાત : પરસ્પરના ઝઘડા, એક બીજા પ્રત્યે દ્વેષ અને મનભેદ આ મુંડન કરનાર વસ્તુઓ છે. અન્ય એક હદીસમાં તેની સ્પષ્ટતા કરતાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હું એમ તો નથી કહેતો કે પરસ્પરના આ ઝઘડા તમારા વાળનું મુંડન કરશે, બલકે આ ઝઘડાઓ તમારા મઝહબનું મુંડન

કરનાર છે, કેમ કે જ્યારે પરસ્પર નફરતો હોય છે અને ઝઘડાઓ થાય છે તો તે ઝઘડાના કારણે માણસ શી ખબર કેટલા અસંખ્ય ગુનાહોમાં સપડાઈ જાય છે. આ ઝઘડાઓના પરિણામે એક બીજાની ગીબત થાય છે, એકબીજા પર ખોટા આક્ષેપો થાય છે, એકબીજાને તકલીફો પહોંચાડવામાં આવે છે, એકબીજા પ્રત્યે આરોપો ઘડવામાં આવે છે, માટે આ ઝઘડાઓ અસંખ્ય અપરાધોનો સંગ્રહ હોય છે.

## ઝઘડાઓની નહૂસત (અનિષ્ટતા) :

આ ઝઘડાઓની અનિષ્ટતા એ હોય છે કે, માણસ ધર્મથી વિમુખ થઈ જાય છે અને દીનનું નૂર જતું રહે છે તથા દિલમાં અંધકાર જન્મે છે. એના જ કારણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દરેક જગ્યાએ આ તાકીદ ફરમાવી કે, પરસ્પરના ઝઘડાઓથી બચો.

## મેળ-મેળાપ માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જમાઅતનું ત્યાગ કરવું :

જુઓ, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સમગ્ર પવિત્ર જીવનમાં મસ્જિદે નબવીમાં ઈમામતની ફરઝો અદા ફરમાવતા રહયા. દેખીતી રીતે જ આપની હાજરીમાં કોણ નમાઝ પઢાવે ? અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી વધુ કોણ જમાઅત સાથેની નમાઝની પાબંદી કરી શકે ! પરંતુ સમગ્ર પવિત્ર જીવનમાં ફકત એક વાર હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝના સમયે મસ્જિદે નબવીમાં તશરીફ ન લાવી શકયા. તો પછી હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ

(રદિ.)એ નમાઝ પઢાવી અને નમાઝના સમયે ગેરહાજરીનું કારણ એ હતું કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખબર પડી કે, ફલાણા કબીલામાં મુસલમાનોના બે જૂથો વચ્ચે ઝઘડો થઈ ગયો છે. માટે તેમનો ઝઘડો સમાપ્ત કરી દેવા અને તેમની વચ્ચે સમાધાન સ્થાપવા માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે કબીલામાં તશરીફ લઈ ગયા. ત્યાં સુલેહ અને મેળ-મેળાપમાં મોડું થઈ ગયું એટલે સુધી કે નમાઝનો સમય આવી ગયો. એક સહાબી (રદિ.)એ ઈમામત ફરમાવી અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાછળથી તશરીફ લાવ્યા.

સમગ્ર પવિત્ર જીવનમાં ફકત આ એક ઘટના છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સ્વસ્થ સ્થિતિમાં નમાઝના સમયે મસ્જિદે નબવીમાં તશરીફ ન લાવી શકયા. તેનું કારણ ફકત એ હતું કે, આપ લોકો વચ્ચે સંપ કરાવવા અને ઝઘડાનો અંત લાવવા માટે તશરીફ લઈ ગયા હતા. એટલા માટે કુર્આન અને હદીસ આ ઈરશાદોથી ભરેલા છે કે, અલ્લાહને માટે મુસલમાનો વચ્ચે ઝઘડાઓને કોઈ પણ ભોગે સહન ન કરો. જ્યાં પણ ઝઘડાનું કોઈ પણ કારણ જન્મે, તરત જ તેનો અંત લાવવાના પ્રયત્નો કરો, કારણ કે આ ઝઘડાઓ દીનનું મુંડન કરનાર છે.

## જન્નતની વચ્ચે મકાન આપવાની જવાબદારી :

એક હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

أَنَا زَعِيمٌ بِبَيْتٍ فِي وَسَطِ الْجَنَّةِ لِمَنْ تَرَكَ الْمِرَاءَ وَهُوَ مُحِقٌّ.

"હું તે વ્યક્તિ માટે જન્નતની વચ્ચોવચ ઘર આપવાની જવાબદારી લઉં છું, જે વ્યક્તિ હક (સત્ય) પર હોવા છતાં ઝઘડો જતો કરે." એટલે કે તે માણસ હક પર હતો અને હક પર હોવાના કારણે જો તે ઈચ્છતો તો પોતાનો અધિકાર પ્રાપ્ત કરવા માટે ફરિયાદ દાખલ કરી શકતો અથવા કોઈ એવી યુક્તિ અજમાવતો કે જેના પરિણામે તેને તેનો અધિકાર મળી જતો, પરંતુ તેણે એવું વિચારીને કે ઝઘડો વધી જશે અને ઝઘડો વધારવાથી શો ફાયદો ? માટે પોતાનો અધિકાર જતો કર્યો. એવા માણસ માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હું તેને જન્નતની વચ્ચોવચ ઘર આપવાની જવાબદારી લઉં છું. એટલી મોટી વાત હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવી દીધી. આ કોઈ સામાન્ય વાત નથી.

## આ જવાબદારી અન્ય આ'માલ પર નથી :

આ જવાબદારી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કોઈ અન્ય અમલ પર નથી લીધી, પરંતુ હક પર હોવા છતાં ઝઘડાનો ત્યાગ કરનાર માટે આ જવાબદારી લઈ રહયા છે. આના વડે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ શિક્ષણ આપી રહયા છે કે, પરસ્પરના ઝઘડાઓ સમાપ્ત કરી દો. અલ્લાહના બંદા બની જાઓ અને પરસ્પર ભાઈ–ભાઈ બની જાઓ અને ઝઘડાઓના જે જે કારણો હોઈ શકે છે તેમને પણ ખતમ કરો. એટલા માટે કે અલ્લાહ તઆલાએ સંપમાં, બંધુત્વમાં અને પ્રેમમાં એક નૂર રાખ્યું છે. તે નૂર વડે માનવીની દુનિયા પણ પ્રકાશિત થાય છે અને આખિરત પણ રોશન થાય છે અને જો પરસ્પર ઝઘડાઓ હોય, ફસાદ હોય તો આ અંધકાર છે. દુનિયામાં પણ અંધકાર અને આખિરતમાં પણ અંધકાર, જે

માણસના ધર્મનું મુંડન કરી નાખે છે.

## હત્યારો અને વધિત (જેની હત્યા થઈ હોય) બંને જહન્નમમાં :

એક હદીસમાં જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

إِذَا الْتَقَى الْمُسْلِمَانِ بِسَيْفَيْهِمَا فَالْقَاتِلُ وَالْمَقْتُولُ كِلَاهُمَا فِي النَّارِ

એટલે કે જો બે મુસલમાનો તલવાર વડે એકબીજાનો મુકાબલો કરવા માટે ઊભા થઈ જાય અને પરસ્પર લડવાની શરૂઆત કરી દે તો તેમનામાંથી એક બીજાની હત્યા કરી દેશે તો વધ કરનાર અને વધિત બંને દોઝખમાં જશે. સહાબએ કિરામ (રદિ.)એ પ્રશ્ન કર્યો કે, યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હત્યારો તો દોઝખમાં જશે, કેમ કે તેણે એક મુસલમાનનું ખૂન કર્યું, પરંતુ વધિત જહન્નમમાં કેમ જશે ? હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબમાં ઈરશાદ ફરમાવ્યો,

"إِنَّهُ كَانَ حَرِيصًا عَلَى قَتْلِ صَاحِبِهِ"

કેમ કે વધિત (જેની હત્યા થઈ છે તે વ્યકિત) પણ પોતાની સામેવાળાને મારવાના આશયથી ચાલ્યો હતો એટલે જ તલવાર ઉપાડી હતી કે, જો મારો દાવ ચાલી ગયો તો હું મારી નાખીશ, પરંતુ અનાયાસે તેનો દાવ ન ચાલ્યો અને બીજાનો દાવ સફળ થયો એટલા માટે આ વધિત બન્યો અને તે હત્યારો બની ગયો. એના કારણે આ પણ દોઝખમાં અને તે પણ દોઝખમાં. એટલા

માટે ફરમાવ્યું કે, કોઈ મુસલમાન સાથે લડાઈ–ઝઘડાનો મામલો કયારેય ન કરો.

## હબશી ગુલામ શાસકની આજ્ઞાપાલન કરો :

એક અન્ય હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જો કોઈ હબશી ગુલામ પણ તમારા પર શાસક બનીને આવી જાય તો તેની વિરુદ્ધ પણ તલવાર ન ઉપાડો, જ્યાં સુધી કે તે ખુલ્લંમ ખુલ્લા કુફ્રનું કાર્ય ન કરે, કારણ કે જો તમે એની વિરુદ્ધ તલવાર ઉગામશો તો કોઈ તમારો સાથ આપશે અને કોઈ અન્યને સાથ આપશે. તેના પરિણામે મુસલમાનો બે જૂથમાં વહેંચાઈ જશે અને તેમની વચ્ચે શત્રુતા અને નફરત પેદા થઈ જશે અને મુસલમાનો વચ્ચે ફૂટ અને કુસંપને જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કોઈ પણ કિંમતે સહન નથી ફરમાવ્યું. આપે ફરમાવી દીધું કે,

كُونُوا عِبَادَ اللَّهِ إِخْوَانًا

"હે અલ્લાહના બંદાઓ ! પરસ્પર ભાઈ ભાઈ બની જાઓ."

## આજે જીવન દોઝખ બનેલું છે :

જ્યારે આપણા મગજમાં ઈબાદતનો ખ્યાલ આવે છે તો નમાઝ, રોઝાના વિચારો આવે છે, ઝિક્ર અને તસ્બીહનો ખ્યાલ આવે છે, કુર્આને કરીમ પઢવાનો વિચાર આવે છે અને અલ્હમ્દુ લિલ્લાહ આ બધી ઉચ્ચ દરજ્જાની ઈબાદતો છે, પરંતુ જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવી રહયા છે કે, આનાથી પણ ઉચ્ચ દરજ્જાની વસ્તુ મુસલમાનો વચ્ચે પરસ્પર

સંપ–સુલહ કરાવવાની છે અને આજે આપણો સમાજ જનાબ હુઝૂરે અંકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈરશાદથી એટલો દૂર જતો રહયો છે કે, ડગલે ને પગલે પરસ્પર દુશ્મનીઓ છે. જો કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવી દીધું છે કે, આ વસ્તુ દીનનું મુંડન કરનાર છે. તેણે આજે આપણા દીનને મુંડી નાખ્યું છે, જેના કારણે તેની બુરાઈ અને તેની ખરાબી આપણા દિલોમાં બેસેલી નથી.

## લોકો વચ્ચે ઝઘડો ઊભો થાય તેવું કામ કરવું :

જો આપણાં સમાજમાં કોઈ બેનમાઝી છે અથવા કોઈ દારૂ પીએ છે કે કોઈ અન્ય ગુનાહમાં રત છે, તો તેને તો આપણા સમાજમાં અલહમ્દુ લિલ્લાહ એવું સમજવામાં આવે છે કે આ માણસ ખરાબ કામ કરી રહયો છે, પરંતુ જો કોઈ વ્યક્તિ એવું કામ કરી રહી છે જેના કારણે લોકો વચ્ચે ઝઘડા થઈ રહયાં છે, જેના કારણે મુસલમાનો વચ્ચે ફસાદ થઈ રહયા છે, તો તે પ્રત્યે કોઈના દિલમાં આ વિચાર નથી આવતો કે આ કેટલો મોટો અપરાધી છે જેટલો હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેને અપરાધી ઠેરવી રહયા છે, અને તે વાતની ચિંતા પણ કોઈના દિલમાં નથી કે આ ઝઘડાઓને કેવી રીતે સમાપ્ત કરી શકાય ? માટે આ બહુ મોટો અધ્યાય (ચેપ્ટર) છે, જે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખોલ્યો છે અને પરસ્પર સમાધાન કરાવવાનું કાર્ય નમાઝ, રોઝા અને સદકાથી પણ અફઝલ ઠેરવ્યું છે.

## એવો માણસ જૂઠો નથી :

અહીં સુધી કે એક હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)એ આ ફરમાવી દીધું,

لَيْسَ الْكَذَّابُ الَّذِي يُنْمِي خَيْرًا

એટલે કે જે માણસ એક મુસલમાન ભાઈના દિલમાં બીજાનો પ્રેમ કેળવવા માટે અને નફરત દૂર કરવા માટે એવી વાત કહી દે, જે દેખીતી રીતે તો વાસ્તવિકતા વિરુદ્ધ હોય તો તે જૂઠ બોલનારાઓમાં ગણાશે નહિ. દા. ત. એક માણસને ખબર પડી કે, ફલાણાં બે મુસલમાન ભાઈઓ વચ્ચે ઝઘડો છે અને એક બીજાથી નફરત કરે છે. આ વ્યક્તિ ઈચ્છે છે કે, બન્ને વચ્ચે સુમેળ થઈ જાય. હવે જો આ વ્યક્તિ જઈને તેમનામાંથી કોઈ એકને એવી વાત કહી દે જે દેખીતી રીતે વાસ્તવિક્તા વિરુદ્ધ હોય, જાણે એમ કહી દે કે તમે તો ફલાણાથી નફરત કરો છો, પરંતુ તે તો તમારાથી પ્રેમ કરે છે, તે તો તમારા હકમાં દુઆ કરે છે, મેં તો તેને તમારા હકમાં દુઆ કરતો જોયો છે.

હવે જો કે તેનું નામ લઈને દુઆ કરતા જોયો નથી, પરંતુ દિલમાં એવું નક્કી કર્યું કે તે આ દુઆ તો કરતો જ હશે કે,

رَبَّنَا آتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّفِي الْآخِرَةِ حَسَنَةً
وَّقِنَا عَذَابَ النَّارِ-

અર્થાત્ : હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં ભલાઈ અતા ફરમાવ અને આખિરતમાં પણ ભલાઈ અતા ફરમાવ. શબ્દ "અમને"માં સૌ મુસલમાન સામેલ થઈ ગયાં.

## આ દરેક મુસલમાન માટે દુઆ છે :

આ જ રીતે કહેનારે એવું નક્કી કરી લીધું કે તે નમાઝમાં

''અત્તહિય્યાત'' તો પઢે છે અને ''અત્તહિય્યાત''માં આ શબ્દો છે:

"اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصّٰلِحِيْنَ"

આ શબ્દો એ બધા મુસલમાનો માટે સલામતીની દુઆ કરે છે. એવી જ રીતે નમાઝની અંતમાં સલામ ફેરવતી વખતે કહે છે,

"اَلسَّلَامُ عَلَيْكُمْ وَرَحْمَةُ اللّٰهِ"

''અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ''

અર્થાત્ : હે અલ્લાહ ! તેમના પર સલામતી નાઝિલ ફરમાવ. ફકીહો (ઈસ્લામિક કાનૂનવિદો)એ ફરમાવ્યું છે કે, જ્યારે માણસ નમાઝની આખરમાં જમણી તરફ સલામ ફેરવે તો સલામ ફેરવતી વખતે આ નિય્યત કરી લે, કે જમણી બાજુ જેટલા ફરિશ્તા, જિન્નાત અને મુસલમાનો છે, તે સૌ માટે સલામતીની દુઆ કરું છું, અને જ્યારે ડાબી તરફ સલામ ફેરવે ત્યારે આ નિય્યત કરે કે ડાબી બાજુ જેટલા ફરિશ્તા, જિન્નાત અને મુસલમાનો છે તે બધા માટે સલામાતીની દુઆ કરું છું.

એટલા માટે આ નિય્યત સાથે જો બીજા મુસલમાનથી કહી દે કે, ફલાણો તો તમારા હકમાં દુઆ કરે છે, તો સામેવાળાના દિલમાં તેની કદર પેદા થશે કે, હું તો તેને ખરાબ સમજતો હતો, પરંતુ તે તો મારા હકમાં દુઆ કરે છે, એટલા માટે મારે તેની સાથે દુશ્મની રાખવી જોઈએ નહિ.

બલકે અમુક ફકીહોએ તો આ હદીસની શરહ (સ્પષ્ટતા)માં ફરમાવ્યું કે, મુસલમાનો વચ્ચે સુમેળ કરાવવા માટે ખુલ્લું જૂઠ પણ બોલવું પડે તો તે પણ જાઈઝ છે, જો તેના પરિણામે બે દિલ

મળી રહયાં હોય. પરસ્પર ઝઘડાઓની ખરાબી એટલી વધારે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અહીં સુધી ફરમાવી દીધું કે, એવી પરિસ્થિતિઓમાં વાસ્તવિકતા વિરુદ્ધ વાત કહી દેવી પણ જાઈઝ છે, જેનાથી બીજાના દિલમાં કદર, પ્રેમ અને માન પૈદા થઈ જાય. એટલા માટે જ્યાં પણ મોકો મળે તો પરસ્પર સુમેળ કરાવવાનો મહાન દરજ્જો અને મોટો સવાબ પ્રાપ્ત કરી લો. ક્યાં તમે આખી રાત તહજ્જુદ પઢશો, ક્યાં તમે સમગ્ર ઉમર રોઝા રાખશો, ક્યાં તમે બધો માલ સદકો આપશો ? પરંતુ જો તમે મુસલમાનો વચ્ચે સુમેળ અને એકતા તથા પ્રેમ પેદા કરાવવાનો પ્રયત્ન કરી લીધો તો અલ્લાહ તઆલા તમને આનાથી પણ આગળનો દરજ્જો અતા ફરમાવશે.

કેટલાક લોકો આનાથી બિલ્કુલ વિપરીત હોય છે. તેમને બે દિલ મળેલા કયારેય સારા નથી લાગતા, જ્યાં પણ જુએ કે ફલાણા બે માણસોમાં પ્રેમ છે, તો તેમની વચ્ચે ઝઘડો કરનારી વાત વહેતી મૂકી દે છે, જેથી કરીને બન્નેના દિલમાં તિરસ્કાર પેદા થઈ જાય છે. યાદ રાખો, આનાથી વધુ બદતરીન ગુનાહ બીજો કોઈ નથી.

## શયતાનનો ખરો ઉત્તરાધિકારી કોણ ?

શયતાને પોતાના નાના શયતાનોની એક એવી સેના બનાવેલી છે, જે સમગ્ર દુનિયામાં વિસ્તરેલી છે અને તે લોકોને ખરા માર્ગથી બહેકાવવાનું કામ કરી રહી છે. હદીસ શરીફમાં આવે છે કે, આ ઈબ્લીસ (શયતાન) કયારેક કયારેક દરિયા પર પોતાનો દરબાર આયોજિત કરે છે અને રિપોર્ટ માગે છે. તેની સઘળી સેના તેને પોતે–પોતાના કરેલા કાર્યો સંભળાવે છે અને શયતાન આવીને કહે છે કે, એક માણસ નમાઝ પઢવા જઈ રહયો હતો, મેં તેના દિલમાં એવી વાત નાખી કે તે નમાઝ માટે ન જઈ શકયો અને

ી નમાઝ કઝા થઈ ગઈ. મેં તેને નમાઝથી વંચિત કરી દીધો. લીસ તેને શાબાશી આપે છે કે સારું કામ કર્યું. બીજો શયતાન ાવે છે અને કહે છે કે, એક માણસ રોઝા રાખવાનો ઈરાદો કરી ્યો હતો, મેં તેના દિલને એવો પલટી નાખ્યો કે તે રોઝાથી જ આવી ગયો. ઈબ્લીસ તેને પણ શાબાશી આપે છે કે તેં સારું ા કર્યું. તે પછી ત્રીજો શયતાન આવે છે અને કહે છે કે ફલાણો ણસ સદકો અને ખૈરાત કરવા ઈચ્છતો હતો, મેં તેની રિસ્થિતિઓ એવી ઉદ્‌ભવી કે તે સદકો કરવાથી રોકાઈ ગયો. ઈબ્લીસ તેને પણ અભિનંદન પાઠવે છે કે તેં સારું કામ કર્યું. છેવટે એક શયતાન આવીને કહે છે કે, ''પતિ–પત્ની બંને ખૂબ જ પ્રેમથી વન પસાર કરી રહયાં હતાં. મેં જઈને એવો વિખવાદ ઊભો કરી નાખ્યો બન્નેવ વચ્ચે ઝઘડો થઈ ગયો. બન્ને એક બીજાનું મોઢું જોવા પણ ાર નથી, એટલે સુધી કે બન્ને વચ્ચે જુદાઈ થઈ ગઈ. ઈબ્લીસ આ ાભળીને પોતાના તખત (સિંહાસન)થી ઊભો થઈ જાય છે અને તેને ભેટી પડે છે તથા કહે છે કે, તું જ મારો ખરો ઉત્તરાધિકારી છે, તેં ખરું મ કર્યું અને મારા ઉદ્દેશ પ્રમાણે કામ કર્યું છે.

## ફ્રતો નાખનાર મોટો અપરાધી છે :

ખરેખર, શયતાનની સૌથી મોટી યુક્તિ અને સૌથી સફળ આયોજન એ હોય છે કે, લોકોના દિલોમાં વેર પેદા કરે, એટલા માટે જે લોકોની આ ટેવ હોય છે કે, સારી રીતે રહેતા–વસતા લોકો વચ્ચે અને પ્રેમથી રહેનાર મિત્રો વચ્ચે નફરત પેદા કરી દે છે અને અહીંની વાત ત્યાં પહોંચાડી દે છે, વેર લગાડી દે છે. આ હદીસની દ્રષ્ટિએ તેઓ ખૂબ જ ખતરનાક અપરાધનું કામ કરી રહયા છે, નમાઝ– રોઝાથી રોકી દેવું પણ શયતાની અમલ છે, પરંતુ આ એવો શયતાની અમલ છે કે શયતાન આનાથી ઘણો

પ્રસન્ન થાય છે. અલ્લાહ તઆલા દરેક મુસલમાનને આ કાર્યથી રાખે, આમીન. એટલા માટે આનાથી બચવાની ચિંતા કરવી જોઈએ

## ઝઘડાથી કેવી રીતે બચી શકાય ? :

હવે સવાલ આ છે કે, આ ઝઘડાઓથી કેવી રીતે બચી... અને પરસ્પર પ્રેમ કેવી રીતે પ્રસ્થાપિત થાય તથા પરસ્પરના વિખવાદો કઈ રીતે સમાપ્ત થાય ? તેના માટે હુઝૂરે અકદ... (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમ્મતને ખૂબ જ ઝીણવટ... માર્ગદર્શન અતા ફરમાવ્યું છે, તે હિદાયતોમાંથી એક પરસ્... પ્રેમ પેદા કરનાર છે અને પરસ્પર ઝઘડાઓ સમાપ્ત કરનાર છે, પરંતુ તે સૂચનાઓના વર્ણન કરતાં પહેલાં એક સૈદ્ધાંતિક વ... સમજી લઈએ.

## ઝઘડા ખતમ કરવાની એક શરત :

સૈદ્ધાંતિક વાત એ છે કે, પરસ્પરના ઝઘડાનો અંત લા... અને એક બીજા પ્રત્યે પ્રેમ ઉદ્ભવવા તથા પરસ્પર સંપ ... એકતા પેદા કરવાની એક ખાસ શરત છે. જ્યાં સુધી એ શર... પાળવામાં નહિ આવે ત્યાં સુધી ઝઘડા દૂર નહિ થાય. આજે દરે... સ્થળેથી આ અવાજ ઉઠે છે કે, મુસલમાનોમાં સંપ અને એકતા હોવી જોઈએ. ઝઘડા મટી જવા જોઈએ. એટલે સુધીકે જે લોકો ઝઘડાના મૂળ વાવનાર છે તેઓ પણ સંપ અને એકતાના સૂત્રો પોકારે છે, તે છતાં સંપ અને એકતાની સ્થાપના થતી નથી. ... વિશે એક વડીલ (બુઝુર્ગ)ની વાત સાંભળી લો. તેમણે આ રોગની બળતી નસ પર હાથ મૂકીને આ રોગનું નિદાન કર્યું છે અને રોગનું ખરું નિદાન હંમેશ અલ્લાહવાળા જ કરે છે, કેમ કે દરેક રોગનું ખરું નિદાન અને તેનો ખરો ઉપચાર અલ્લાહ તઆલા પોતાના

નેક બંદાઓના દિલ પર નાઝિલ ફરમાવે છે.

## હાજી ઈમ્દાદુલ્લાહ સાહબ (રહ.) :

જમાઅતે દેવબંદના સરદાર અને વર્તમાનકાળના શેખ હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ સાહબ મુહાજિરે મક્કી રહમતુલ્લાહિ અલયહ, જે અમારા શેખના શેખના શેખ છે. જો તેમની પરિસ્થિતિ અંગે પૂછશો તો તેઓ કોઈ મદ્રસાથી ફારિગ પણ નથી, ફકત કાફિયા અને કુદૂરી સુધી કિતાબો પઢેલા હતા, પણ જ્યારે અલ્લાહ તઆલા પોતાના કોઈ બંદા પર મઅરિફત (અલ્લાહની ઓળખ)ના દ્વાર ખોલે છે તો હજાર જ્ઞાન અને સંશોધનના નિષ્ણાંતો તેની આગળ કુરબાન થઈ જાય છે. હઝરત મૌલાના કાસિમ સાહબ નાનોતવી (રહ.) જેવા જ્ઞાનના પર્વત અને હઝરત મૌલાના રશીદ અહમદ સાહબ ગંગોહી (રહ.) જેવા ઈલ્મના પહાડ પણ પ્રશિક્ષણ માટે, પોતાની અંતરની સફાઈ માટે તથા પોતાના સંસ્કારોને દુરસ્ત કરવા માટે તેમની પાસે શિષ્યતા પ્રાપ્ત કરવા તત્પર હતા.

## સંપ માટે બે શરતો-નમ્રતા અને ત્યાગ :

તેમણે એ ગાંઠ ખોલી કે જ્યારે સૌ લોકો સંપ અને એકતાના પ્રયત્નો કરી રહયા છે તેમ છતાં એકતા કેમ સ્થાપિત થતી નથી ? તેના જવાબમાં જે વિદ્વતાપૂર્ણ વાત હઝરત હાજી સાહબ (રહ.)એ ઈર્શાદ ફરમાવી છે, હું દાવાથી કહું છું કે, જો આ વાતને આપણે અમલમાં–આચરણમાં મૂકી દઈએ–પલ્લે બાંધી લઈએ તો આપણા સમાજના બધા ઝઘડાઓનો અંત આવી જાય. ફરમાવ્યું કે, સંપ અને એકતાનો બુનિયાદી માર્ગ એ છે કે, પોતાની અંદર બે વસ્તુઓ પેદા કરો. જો એમનામાંથી એક વસ્તુ પણ પામવામાં

નહિ આવે તો ક્યારેય એકતા સ્થાપિત થઈ શકશે નહિ. તે વસ્તુઓ આ છે : નમ્રતા અને ત્યાગ.

"નમ્રતા"નો અર્થ એ છે કે, માણસ પોતાની જાતને એમ સમજે કે, મારી કોઈ હકીકત નથી. હું તો અલ્લાહનો બંદો છું, અને બંદો હોવાની રૂએ અલ્લાહ તઆલાના આદેશોનો પાબંદ છું, અને પોતાની જાતમાં–મારામાં કોઈ સર્વોપરિતા નથી. મારો કોઈ અધિકાર નથી, એટલા માટે જો કોઈ માણસ મારો હક છીનવી લેતો હોય તો તે કયું ખરાબ કાર્ય કરે છે, હું તો હક છીનવી લેવાને જ પાત્ર છું.

## સંપમાં વિઘ્ન -"ઘમંડ" :

હઝરત હાજી સાહબ (રહ.)એ ફરમાવ્યું કે, એકતા એટલા માટે પ્રસ્થાપિત થતી નથી કે દરેક માણસના દિલમાં અહંકાર છે. તે એમ સમજે છે કે હું મોટો છું. મારા ફલાણા અધિકારો છે, ફલાણાએ મારી શાન વિરુદ્ધ વાત કરી છે. ફલાણાએ મારા સ્તર વિરુદ્ધ કામ કર્યું છે. મારો હક છીનવી લીધો છે. મારો એ અધિકાર હતો કે, તે મારું સન્માન કરત, પણ તેણે મારું સન્માન ન કર્યું, હું તેના ઘરે ગયો તો તેણે મારી આગતા–સ્વાગતા ન કરી, આ ઘમંડનું પરિણામ એ આવ્યું કે ઝઘડો ઊભો થઈ ગયો.

ઘમંડના કારણે પોતાની જાતને મોટો સમજ્યો અને મોટો સમજવાને કારણે પોતાના માટે કેટલાક અધિકારો બનાવી લીધા અને એમ વિચાર્યું કે મારા હોદ્દાનો તકાદો તો એ હતો કે ફલાણો માણસ મારી સાથે એવું વર્તન કરતો, જ્યારે તેણે એવું ન કર્યું તો હવે દિલમાં શિકાયત થઈ ગઈ અને તેના પછી તેની સાથે ખરાબ વર્તન શરૂ કરી દીધું, એટલા માટે ઝઘડાની બુનિયાદ "અભિમાન" એટલે કે ઘમંડ છે.

## રાહતવાળા જીવન માટે શ્રેષ્ઠ નુસખો :

હકીમુલ ઉમ્મત મૌલાના અશરફ અલી સાહબ થાનવી (રહ.) ફરમાવે છે કે, હું તમને મજેદાર અને રાહતવાળી જિંદગીનો એક નુસખો જણાવું છું. જો તમે આ નુસખા પર અમલ કરી લશો તો પછી ઈન્શા અલ્લાહુ તઆલા કોઈના તરફથી દિલમાં કોઈ શિકાયત નહિ જન્મે અને તે એ છે કે, દિલમાં એવું વિચારી લો કે, આ દુનિયા ખરાબ વસ્તુ છે અને તેનું અસલ સર્જન તકલીફ પહોંચાડવા માટે જ છે, એટલા માટે જો મને કોઈ માણસ કે જાનવરથી તકલીફ થાય છે, તો આ તકલીફ થવી દુનિયાની પ્રકૃતિ પ્રમાણે જ છે, અને જો દુનિયામાં કોઈના તરફથી તમને ભલાઈ પહોંચે તો તેના પર તમારે અચરજ કરવી જોઈએ અને અલ્લાહ તઆલાનો આભાર માનવો જોઈએ.

## સારી આશાઓ ન બાંધો :

એટલા માટે દુનિયામાં કોઈ પોતાની સાથે મળનારા લોકોથી, ભલે તે મિત્રો હોય, સંબંધીઓ હોય કે નજીકના સગાં–વ્હાલાં હોય, કોઈનાથી પણ ભલાઈની અપેક્ષા ન રાખો કે, તે મને કંઈક આપશે અને કોઈ લાભ પહોંચાડશે અથવા તે મારું સન્માન કરશે અથવા તે મારી સહાયતા કરશે. કોઈ પણ મખ્લૂકથી કોઈ પણ પ્રકારની આશા પ્રસ્થાપિત ન કરો અને જ્યારે કોઈ મખ્લૂકથી લાભની કોઈ આશા નહિ હોય તો પછી કોઈ મખ્લૂક કંઈક લાભ પહોંચાડે, તમારી સાથે સારું વર્તન કરે તો તેનાથી તમને ખુશી થશે. તેના પર અલ્લાહનો આભાર વ્યક્ત કરો કે, યા અલ્લાહ ! તેં પોતાના ફઝલથી તેના દિલમાં વાત નાખી, જેના પરિણામે તેણે મારી સાથે સારું વર્તન કર્યું.

## શત્રુથી શિકાયત હોતી નથી :

અને જો કોઈ મખ્લૂકે તમારી સાથે ખરાબ વર્તન કર્યું તો તેનાથી તકલીફ નહિ થાય, કેમકે પહેલાથી જ તેનાથી કોઈ અપેક્ષા ન હતી. જુઓ, જો કોઈ શત્રુ તમને કોઈ તકલીફ પહોંચાડે તો તેનાથી તમને કોઈ મનદુઃખ થાય છે ? નથી થતું, કેમકે તે તો શત્રુ જ છે. તેનું કામ જ તકલીફ આપવાનું છે. માટે તેના દ્વારા તકલીફ પહોંચવાથી વધુ સદમો અને દુઃખ થતું નથી, શિકાયત રહેતી નથી. શિકાયત એવા સમયે થાય છે કે, જ્યારે કોઈનાથી ભલાઈની અપેક્ષા હોય પણ તેણે બુરાઈ કરી હોય. એટલા માટે હઝરત થાનવી (રહ.) ફરમાવે છે કે, સર્વસ્વ મખ્લૂકથી આશાઓ રાખવાનું છોડી દો.

## ફકત એક અસ્તિત્વથી અપેક્ષા રાખો :

અપેક્ષા તો ફકત એક હસ્તીથી પ્રસ્થાપિત કરવી જોઈએ, તેનાથી જ માંગો, તેનાથી જ આશા રાખો, બાકી સમગ્ર દુનિયાથી આશા છોડી દો. ફકત અલ્લાહ તઆલાથી આશાઓ બાંધો. માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ માંગ્યા કરતા હતા :

"اَللّٰهُمَّ اجْعَلْ فِيْ قَلْبِيْ رَجَاءَكَ، وَاقْطَعْ رَجَائِيْ عَنْ مَّنْ سِوَاكَ"

"હે અલ્લાહ ! મારા દિલમાં તારી અપેક્ષા નાખી દે અને મારી આશાઓ તારા સિવાય દરેક મખ્લૂકથી સમાપ્ત કરી દે." આ દુઆ માંગ્યા કરો.

## સંપની પ્રથમ બુનિયાદ "નમ્રતા" :

અને જ્યારે માણસની અંદર "નમ્રતા" (આજિઝી) હશે તો

તે પોતાનો હક અન્યો પર નહિ સમજે કે મારો કોઈ અધિકાર બીજાના શિરે છે, બલ્કે તે તો એવું સમજશે કે, હું તો અલ્લાહનો બંદો છું. મારું કોઈ સ્થાન અને પદ નથી. અલ્લાહ તઆલા જે મામલો મારી સાથે ફરમાવશે, હું તેના પર રાજી છું. જ્યારે દિલમાં આ "નમ્રતા" પેદા થઈ ગઈ તો અન્યથી અપેક્ષાઓ પણ સ્થાપિત નહિ થાય. જ્યારે અપેક્ષા નહિ હોય તો પછી બીજાથી શિકાયત પણ નહિ થાય અને જ્યારે શિકાયત નહિ થાય તો ઝઘડો પણ નહિ થાય. એટલા માટે સંપ અને એકતા માટેની પ્રથમ બુનિયાદ "નમ્રતા" છે.

## સંપની બીજી બુનિયાદ "ત્યાગ" :

સંપ અને એકતાની બીજી બુનિયાદ "ત્યાગ" અથવા બલિદાન છે. એટલે કે અલ્લાહની મખ્લૂક સાથે ત્યાગ–ભાવનાનું વલણ રાખો. ત્યાગ અર્થાત્ દિલમાં એવી ભાવના હોય કે, હું મારી રાહતનું બલિદાન આપી દઉં અને મારા મુસલમાન ભાઈને રાહત પહોંચાડી દઉં. હું પોતે તકલીફ વેઠી લઉં, પણ મારા મુસલમાન ભાઈને તકલીફથી બચાવી લઉં. પોતે નુકસાન સહન કરી લઉં, પરંતુ મારા મુસલમાન ભાઈને લાભ પહોંચાડી દઉં. આ ત્યાગ–ભાવના પોતાની અંદર પેદા કરો.

**ઈસ નફે વ ઝરરકી દુનિયામેં**
**યે હમને લિયા હૈ દર્સે જુનૂં**
**અપના તો ઝિયાં તસ્લીમ મગર**
**ઔરોં કા ઝિયાં મંઝૂર નહીં.**

પોતાનું નુકસાન સહન કરી લેવુ મંજૂર છે, પણ અન્ય લોકોનું નુકસાન સ્વીકાર્ય નથી. આ જ એ પાઠ છે, જે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અતા ફરમાવ્યો.

અલયહિસ્સલામને પેદા ફરમાવ્યા છે, તે સમયથી આજ દિન સુધી અબજો–ખરબો માનવીઓને પેદા ફરમાવ્યા, આગળ કિયામત સુધી જન્મ લેતા રહેશે અને દરેક માનવને અલ્લાહ તઆલાએ એક ચહેરો અતા ફરમાવ્યો છે, જે બિલ્લસ જેટલો છે, તેમાં આંખ પણ છે, નાક પણ છે, મોઢું પણ છે, દાંત પણ છે, કાન પણ છે, ગાલ પણ છે અને દાઢી પણ છે. દરેક માણસના ચહેરામાં આ વસ્તુઓ ઉપસ્થિત છે, પરંતુ આટલા અબજો–ખરબો–પદમો વ્યક્તિઓમાં કોઈ બે વ્યક્તિઓના ચહેરા ૧૦૦% એક જેવા નથી હોતા. અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત જુઓ કે દરેક વ્યક્તિના ચહેરાની લંબાઈ એક બિલ્લસ છે, અને એવું પણ નથી કે કોઈ વ્યક્તિનું નાક હોય અને કોઈનું ન હોય, કોઈના કાન હોય અને કોઈના ન હોય, કોઈની આંખો હોય અને કોઈની ન હોય, બલ્કે સમગ્ર માનવીઓના ચહેરામાં આ બધી જ વસ્તુઓ હોય છે, પરંતુ કોઈ બે વ્યક્તિઓનો ચહેરો એક જેવો નહિ મળે, બલ્કે દરેક વ્યક્તિનો ચહેરો બીજાથી ભિન્ન હોય છે અને આ વિભિન્નતા અને જુદાપણું ફક્ત એ જ માણસોના ચહેરાઓમાં નથી, જે અત્યાર સુધી જન્મી ચૂકયાં છે, બલ્કે જે નવા માનવીઓ જન્મ લઈ રહયાં છે, તેમની અંદર પણ આ વિભિન્નતા રહેલી છે. એવું નથી કે જે નવો માણસ જન્મ લેશે તે પહેલાના કોઈ માણસની કોપી અને નકલ હશે એવું નથી, બલ્કે નવો જન્મ લેનાર માણસ પોતાનો ચહેરો આગવો લઈને આવશે. આ રીતે અલ્લાહ તઆલાએ એક માણસનો ચહેરો બીજા માણસથી એવો ભિન્ન અને જુદો કરી દીધો છે કે ચહેરાની નિશાનીઓ જોઈને ખબર પડી જાય છે કે આ ફલાણો માણસ અને તે ફલાણો માણસ છે.

## રંગોની વિભિન્નતામાં કુદરતનું દશ્ય :

અને એ પણ અલ્લાહ તઆલાની કુદરતનો કરિશ્મો છે કે,

વિભિન્ન વંશના માણસોની નિશાનીઓમાં એક વસ્તુ એવી છે, જે સૌમાં સમાન છે અને એક વસ્તુ એવી છે જેનાથી તેની ઓળખ અને ફરક હોય છે, દાખલા તરીકે આફ્રીકન વંશના જે માણસો હશે તેઓને દૂરથી જોવાથી ઓળખાઈ જવાશે કે આ આફ્રીકન છે. યુરોપવાળો અલગ ઓળખી લેવામાં આવશે કે આ યુરોપિયન છે. તેમ છતાં તેઓની વચ્ચે પણ તફાવત રહેલો છે, કોઈ બે વ્યક્તિઓ એક જેવી નથી. એટલા માટે એક જેવી હોવા છતાં તફાવત અને ભેદ રહેલો છે. આ બધું અલ્લાહ તઆલાની કુદરતનું દશ્ય છે. માણસ કુદરતને કયાં પહોંચી શકે છે ?

## આંગળીઓના પોરા (વેઢા)માં અલ્લાહની કુદરત :

અન્ય વસ્તુઓ છોડો, આંગળીઓના વેઢાને જ લઈ લો, દરેક માણસના હાથની આંગળીઓના વેઢા અન્ય માણસના વેઢાથી ભિન્ન છે. માટે, કાગળો પર અસંખ્ય જરૂરિયાતો માટે હસ્તાક્ષર લેવાની સાથે અંગૂઠો પણ લગાડવામાં આવે છે, એટલા માટે કે અંગૂઠાના વેઢામાં જે નાની–નાની રેખાઓ છે, તે કોઈ એક વ્યક્તિની રેખાઓ અન્ય વ્યક્તિની રેખાઓથી બરાબર મળતી આવતી નથી. દરેકની રેખાઓ અલગ છે. જો કોઈ બે વ્યક્તિઓના અંગૂઠા મેળવીને જોવામાં આવે તો એક જેવા દેખાશે, કોઈ તફાવત નહિ દેખાય, પરંતુ આ વાત સમગ્ર વિશ્વમાં સાબિત છે કે, બે વ્યક્તિઓના અંગૂઠાની રેખાઓ એક જેવી નથી. માટે જ જયારે કોઈ કાગળ પર અંગૂઠો લગાડી દીધો, તો નક્કી થઈ ગયું કે આ ફલાણા માણસના અંગૂઠાનું નિશાન છે, કેમ કે અન્ય માણસના અંગૂઠાનું નિશાન તેનાથી અલગ જ હશે.

## અંગૂઠાની રેખાઓના નિષ્ણાતોનો પડકાર:

હવે તો એવા નિષ્ણાતો પેદા થઈ ગયા છે કે તેમનો દાવો છે કે અમારી સમક્ષ કોઈ માણસના અંગૂઠાનું નિશાન મૂકી દેવામાં આવે તો અમે તે નિશાનને એનલાર્જ (વિસ્તારથી મોટું) કરીને જોઈશું અને તેના વડે તે માણસના માથાથી લઈને પગ સુધી સંપૂર્ણ રૂપ–સ્વરૂપ અને શારીરિક રચનાનો નકશો બનાવીશું. એટલા માટે કે તે રેખાઓ એ જણાવે છે કે પેલા માણસની આંખો કેવી હશે, તેનું નાક કેવું હશે અને તેના હાથ–પગ કેવા હશે ?

## અમે અંગૂઠાના વેઢાને પુનઃ બનાવવા શક્તિમાન છીએ :

મારા પિતાજી (રહ.)થી અમે સાંભળ્યું છે કે, કુર્આને કરીમની સૂરહ ''કિયામત''માં આયત છે, જેમાં અલ્લાહ તઆલાએ કાફિરોનું વર્ણન કરતાં ફરમાવ્યું છે,

اَيَحۡسَبُ الۡاِنۡسَانُ اَلَّنۡ نَّجۡمَعَ عِظَامَهٗ، بَلٰى قٰدِرِيۡنَ عَلٰٓى اَنۡ نُّسَوِّىَ بَنَانَهٗ.

(سورة القيامة: آيت ٣، ٤)

''શું આ (કાફિર) માણસ એવું સમજે છે કે અમે તેના હાડકાં ભેગા નહિ કરી શકીએ ? આ કાફિર જે આખિરતનો ઈન્કાર કરે છે, તેઓ એવું કહયા કરતા હતા કે, જ્યારે અમે મરી જઈશું, પછી કઈ રીતે અમને ફરીથી જીવંત કરવામાં આવશે ? અને કોણ જીવંત કરશે ?

આના પ્રત્યુત્તરમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ''શું માણસ એવું વિચારે છે કે અમે તેના હાડકાં ફરીથી ભેગાં નહિ કરી

શકીએ ? કેમ નહિ, અમે તો એ વાત ઉપર પણ શક્તિમાન છીએ કે તેની આંગળીઓના વેઢાને પણ એવા જ પુનઃ બનાવી દઈએ. આ બ્રહ્માંડમાં મહાન વૈજ્ઞાનિક પણ એવું ન કરી શકે કે તેવો જ અંગૂઠો બનાવી આપે, પરંતુ અમે તેમ કરવા શક્તિમાન છીએ."

## આયત સાંભળીને મુસલમાન થવું :

અલ્લાહ તઆલા એવું પણ કહી શકતો હતો કે, "અમે તેમ કરવા શક્તિમાન છીએ કે તેનો ચહેરો ફરીથી બનાવી આપીએ, પરંતુ અલ્લાહ તઆલાએ ખાસ કરીને આંગળીઓના વેઢાનું વર્ણન ફરમાવ્યું કે વેઢાનું પુનઃ સર્જન કરવા અમે શક્તિમાન છીએ. મારા વાલિદ (રહ.)એ ફરમાવ્યું કે, એક ગેરમુસ્લિમ વૈજ્ઞાનિક આ આયત પઢીને મુસલમાન થઈ ગયો અને તેમણે એમ કહયું કે, આ વાત બ્રહ્માંડના સર્જક સિવાય કોઈ ન કહી શકે, જેણે આ દુનિયાનું સર્જન કર્યું છે, જેણે માનવને બનાવ્યો હોય, જેણે માનવનું એક એક અંગ બનાવ્યું હોય.

## અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત :

કોઈ મનુષ્ય તેના જાહેર સ્વરૂપમાં અન્ય મનુષ્ય જેવો નથી અને જો બે માનવીઓ એક જેવાં દેખાય છે તો આશ્ચર્ય થાય છે કે, જુઓ આ બે વ્યક્તિઓ હમ-શકલ (એક રૂપના) છે. ભિન્ન ભિન્ન હોવા પર અચરજ થતું નથી, કેમ કે દરેક માણસ બીજાથી અલગ છે. જો કે આશ્ચર્યની વાત તો એ છે કે જુદા-જુદા કેમ છે ? જો બધાં માણસો એક બીજાના હમ-શકલ હોત તો આશ્ચર્ય ન થાત, પરંતુ અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત જુઓ કે તેણે અબજો-ખર્બો માણસો પેદા ફરમાવી દીધા, પરંતુ દરેકની શકલ-સૂરતમાં એક બીજાથી તફાવત અને ભિન્નતા છે અને બે

વચ્ચે સમાનતાઓ પણ રહેલી છે.

## બે વ્યક્તિઓના સ્વભાવમાં ભિન્નતા :

જ્યારે બે વ્યક્તિઓના ચહેરા એક જેવા ન હોઈ શકે તો પછી બે વ્યક્તિઓના સ્વભાવ એક જેવા કઈ રીતે હોઈ શકે ? જ્યારે દેખાતી વસ્તુ એક સમાન નથી તો તેમના સ્વભાવમાં પણ તફાવત હશે જ. દરેક વ્યક્તિનો સ્વભાવ અલગ અલગ છે. માટે પ્રકૃતિ જુદી જુદી હોવાના કારણે કયારેય એ સંભવ નથી કે કોઈ બે વ્યક્તિઓ એક સાથે જિંદગી વિતાવતા હોય અને એક સાથે રહેતા હોય તો કયારેય તેમને એક બીજાથી તકલીફ પહોંચતી ન હોય, એવું શકય જ નથી. દરેકની પ્રકૃતિ વિભિન્ન અને અલગ હોવાના કારણે એક બીજાથી અવશ્ય તકલીફ પહોંચશે, કયારેક શારીરિક તકલીફ અને કયારેક રૂહાની (આત્મીય) તકલીફ થશે તો કયારેક માનસિક તકલીફ પહોંચશે તો કયારેક એકની તરફથી પ્રકૃતિ વિરુદ્ધની વાત થશે, જે બીજાને ખોટી લાગશે.

## સહાબએ કિરામ (રદિ.)ના સ્વભાવમાં વિભિન્નતા હતી :

જુઓ, આ બ્રહ્માંડમાં અંબિયા અલયહિમુસ્સલામ પછી સહાબએ કિરામ (રદિ.)થી વધુ ઉત્તમ મખ્લૂક (સૃષ્ટિ), તેમનાથી મુત્તકી (પરહેઝ કરનાર), તેમનાથી વધુ અલ્લાહથી ડરનાર, તેમનાથી વધુ બલિદાન આપનાર, તેમનાથી વધુ પરસ્પર પ્રાણ કુરબાન કરનાર કોઈ મખ્લૂક પેદા થઈ નથી, અને ભવિષ્યમાં પણ નહિ થાય. તેમ છતાં સહાબએ કિરામ (રદિ.)ની પ્રકૃતિઓ પણ વિભિન્ન અને જુદી હતી. તેમના પરસ્પરના સ્વભાવમાં પણ તફાવત હતો.

## હુઝૂર (સલ.) અને તેમની પવિત્ર પત્નીઓ વચ્ચે મતભેદ :

સમગ્ર ધરતી પર કોઈ પત્ની તેના પતિ માટે એટલી વફાદાર અને એટલી કાળજી રાખનારી ન હોઈ શકે, જેટલી ઉમ્મહાતુલ મુઅમિનીન (નબીએ કરીમ (સલ.)ની પવિત્ર પત્નીઓ) જેઓ સર્વ મુસલમાનોની માતા હોવાનો દરજ્જો ધરાવે છે.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કાળજી લેનાર હતાં, પરંતુ તેમની સમક્ષ પ્રકૃતિ વિરુદ્ધની વાતો આવતી હતી અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ ક્યારેક ક્યારેક પ્રકૃતિ વિરુદ્ધની હોવાથી તેમનાથી કંઈક નારાજી અને અણગમો થઈ જતો. માટે એક વાર આ અણગમાને કારણે એક મહિનો એવો પસાર થયો કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમાં કસમ ખાઈ લીધી હતી કે હું પોતાની પવિત્ર પત્નીઓ પાસે જઈશ નહિ.

## હઝરત આઇશા (રદિ.)ની હુઝૂર (સલ.)થી નારાજગી :

અને પછી એવું નથી કે પવિત્ર પત્નીઓ તરફથી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અણગમો થતો, કયારેક પવિત્ર પત્નીઓને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ફરિયાદ થઈ જતી હતી. માટે, એક હદીસમાં છે કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત આઇશા (રદિ.)થી ફરમાવ્યું કે, હે આયશા ! મને ખબર પડી જાય છે જ્યારે તમે મારાથી ખુશ થાવ છો અને જ્યારે નારાજ થઈ જાવ છો. હઝરત આયશા (રદિ.)એ પૂછયું કે, એ કઈ રીતે ? હુઝૂરે અકદસ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જ્યારે તમે મારાથી ખુશ થાવ છો તો કસમ ખાતી વખતે એમ કહો છો, "વ રબ્બિ મુહમ્મદન (સલ.)" અર્થાત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પરવરદિગારની કસમ, અને જ્યારે નારાજ હોવ છો ત્યારે કસમ ખાતી વખતે એમ કહો છો, "વ રબ્બિ ઈબ્રાહીમ" એટલે કે ઈબ્રાહીમ અલયહિસ્સલામના રબની કસમ. હઝરત આયશા (રદિ.)એ અરજ કરી, "લા અહજુરુ ઈલ્લા ઈસ્મ–ક" યા રસૂલલ્લાહ ! એવા પ્રસંગે હું ફકત આપનું નામ જ છોડી દઉં છું, પરંતુ આપનો પ્રેમ મારા દિલથી નીકળતો નથી. હવે જુઓ, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી વધારે પ્રેમાળ અને મહેરબાન પતિ કોઈ અન્ય હોઈ શકે ? ખાસ કરીને હઝરત આયશા (રદિ.) સાથે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પ્રેમની જે સ્થિતિ હતી કે તે કોઈ ગુપ્ત વસ્તુ નથી, પણ તેમ છતાં હઝરત આયશા (રદિ.)ને પણ ક્યારેક ક્યારેક હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી થોડીક નારાજગી થઈ જતી અને તે નારાજગીનો એહસાસ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ થઈ જતો હતો.

## પતિ-પત્નીના સંબંધ અંગે નારાજગી :

પરંતુ કોઈ એમ ન સમજે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તકલીફ પહોંચાડવી તો મઆઝલ્લાહ કુફ્ર છે. માટે, જો હઝરત આયશા (રદિ.)થી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તકલીફ પહોંચતી હોય તો કેટલી ખરાબ વાત કહેવાય. વાસ્તવિકતા એ છે કે અલ્લાહ તઆલાએ જુદા જુદા દરજ્જા રાખ્યાં છે. માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને નારાજી થતી હતી તે એક પતિ તરીકે

થતી હતી, જે રીતે પત્નીને પતિ પર ગર્વ હોય છે, તે જ રીતે પતિને પણ પત્ની પર ગર્વ થાય છે, તે ગર્વની અવસ્થામાં આ પ્રકારની નારાજી પણ થઈ જતી હતી. તેનો રિસાલતના પદથી કોઈ સંબંધ ન હતો.

## હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.)ના સ્વભાવોમાં ભિન્નતા :

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપની પવિત્ર પત્નીઓ વચ્ચે પણ પ્રકૃતિ વિરુદ્ધ કામો થઈ જતાં હતાં, હજી આગળ વધો. હઝરત સિદ્દીકે અકબર અને હઝરત ફારૂકે આઝમ (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન) જેમને ''શૈખેન'' કહેવામાં આવે છે, અંબિયા અલયહિમુસ્સલામ પછી આ બન્ને વડીલોથી વધુ અફઝલ માનવીઓ આ ધરતી પર જન્મ્યાં નથી, અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે આ બન્નેના સંબંધોની પરિસ્થિતિ એવી હતી કે, સહાબએ કિરામ (રદિ.) ફરમાવે છે આ બન્નેના નામ એક સાથે આવ્યા કરતા હતા, માટે અમે કહેતા હતાં કે,

جَاءَ اَبُوْبَكْرٍ رض وَعُمَرُ رض
ذَهَبَ اَبُوْبَكْرٍ رض وَعُمَرُ رض
خَرَجَ اَبُوْبَكْرٍ رض وَعُمَرُ رض

અર્થાત્ ''અબૂબક્ર અને ઉમર આવ્યા, અબૂબક્ર અને ઉમર ગયા, અબૂબક્ર અને ઉમર નીકળ્યા.''

જ્યાં બન્નેવ (સહાબાના) નામ આવે છે, બન્નેના એક સાથે આવે છે, એ રીતે તેઓ બે શરીર એક પ્રાણ હતા. દરેક સમયે આ

બન્નેના નામ સાથે રહેતાં હતાં. જ્યાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નૈ મશવરા (પરામર્શન)ની આવશ્યકતા પડતી ત્યારે ફરમાવતા, ''જરા અબૂબક્ર અને ઉમરને બોલાવો.'' કયારેક બન્નેને અલગ કરવાની કલ્પના પણ થતી નહોતી.

હઝરત ઉમર (રદિ.) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)નો એટલો આદર કરતા હતા કે, એક વાર હઝરત ઉમર (રદિ.)એ હઝરત અબૂબક્ર (રદિ.)થી ફરમાવ્યું કે, મારા જીવનની સમગ્ર ઈબાદતો મારાથી લઈ લેવામાં આવે અને સઘળા આ'માલ લઈ લેવામાં આવે અને તેના બદલામાં તે એક રાત જે આપ (રદિ.)એ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે ''ગારે સૌર''માં પસાર કરી છે, તે મને આપી દેવામાં આવે. બન્ને વચ્ચે સન્માન અને પ્રેમ એવો હતો, પરંતુ બન્નેના સ્વભાવોમાં ભિન્નતા હતી, જેના કારણે ક્યારેક ક્યારેક મતભેદ થઈ જતો.

## હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.) વચ્ચે મતભેદની એક ઘટના :

હદીસ શરીફમાં આવે છે કે, એક વાર આ બન્ને વચ્ચે વાતચીત થઈ રહી રહી હતી, હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ કોઈ વાત કહી દીધી, જેના કારણે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) નારાજ થઈને જતા રહયા. હવે સિદ્દીકે અકબર (રદિ.) તેમને મનાવવા અને સમજાવવા માટે તેમની પાછળ પાછળ ચાલ્યા ગયા. ચાલતા ચાલતા હઝરત ફારૂક (રદિ.) પોતાના ઘરમાં દાખલ થઈ ગયા અને દરવાજો બંધ કરી દીધો. હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ જ્યારે આ જોયું કે, તેઓ વધારે નારાજ થઈ ગયા છે તો હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને જોઈને સમજી ગયા અથવા ''વહી'' દ્વારા અલ્લાહ તઆલાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જાણ કરી દીધી. માટે, હમણા હઝરત સિદ્દીકે અકબર (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસ તરફ આવી રહયા હતા કે, હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે સહાબા (રદિ.)થી જેઓ મજલિસમાં ઉપસ્થિત હતા, સંબોધન કરતાં ફરમાવ્યું કે, આ મિત્ર જે આવી રહયા છે, તેઓ આજે કોઈથી ઝઘડો કરીને આવી રહયા છે. પછી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) આવીને મજ઼લિસમાં બેસી ગયા.

બીજી તરફ જ્યારે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ઘરમાં દાખલ થઈને દરવાજો બંધ કરી દીધો હતો, જ્યારે એકાંતમાં પહોંચ્યા તો ખૂબ શરમ અને પશ્ચાત્તાપ થયો કે, મારાથી આ ઘણું ખરાબ થયું. પ્રથમ તો હઝરત સિદ્દીકે અકબર (રદિ.)થી નારાજી પ્રગટ કરી, પછી જ્યારે તેઓ મારી પાછળ આવ્યા તો હું ઘરમાં દાખલ થઈ ગયો અને દરવાજો બંધ કરી દીધો. પછી તેઓ ઘરથી બહાર નીકળ્યા અને હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની પાછળ ગયા કે જઈને મનાવી લઉં. જ્યારે તેઓ હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસમાં પહોંચ્યા તો જોયું કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવી રહયા છે અને હઝરત સિદ્દીકે અકબર (રદિ.) પણ બેઠેલા છે. મજલિસમાં આવીને તેમણે પશ્ચાત્તાપ શરૂ કરી દીધો કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારાથી ભૂલ થઈ ગઈ. હઝરત સિદ્દીકે અકબર (રદિ.) ફરમાવવા લાગ્યા કે, યા રસૂલલ્લાહ ! મારાથી ભૂલ થઈ ગઈ, તેમનાથી વધારે ભૂલ થઈ ન હતી. આપ તેમને માફ કરી દો, વાસ્તવમાં મારી ભૂલ હતી. તે સમયે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત

ફારૂકે આ'ઝમ (રદિ.) અને અન્ય સહાબએ કિરામ (રદિ.)થી સંબોધન કરતા અજબ પ્રકારનું વાકય ઈરશાદ ફરમાવ્યું. ફરમાવ્યું કે, શું મારા સાથીને મારા માટે છોડશો કે નહિ ? આ તે વ્યક્તિ છે, જ્યારે મેં એમ કહયું હતું કે...

يَآ اَيُّهَا النَّاسُ اِنِّىْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ جَمِيْعًا۔

હે લોકો ! હું તમારા બધા માટે અલ્લાહનો રસૂલ બનીને આવ્યો છું. તે વખતે તમે બધાએ કહયું હતું કે, "કઝબ–ત" (અર્થાત્ તમે જૂઠ બોલો છો) ફકત એણે કહયું હતું : "સદક–ત" (એટલે કે, આપ સાચું કહો છો) આ ફક્ત એકલો તે માણસ હતો જેણે કહયું હતું કે, તમે સાચું બોલો છો. હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) જેવા માણસો જેમનું વર્ણન હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસમાં એક સાથે થતું હતું, તેમના પણ સ્વભાવો અને પ્રકૃતિઓમાં ભિન્નતા હતી, જેના પરિણામે તેમની વચ્ચે પણ આવી ઘટનાઓ ઘટી.

## સ્વભાવમાં ભિન્નતા કુદરતી છે :

આ ઘટનાથી જાણ થઈ કે કોઈ બે વ્યક્તિ તો એવા નથી, જેમના સ્વભાવો એક સમાન હોય. તમે જેવું ઈચ્છો, અન્ય પણ એવું જ ઈચ્છતો હોય, એ સંભવ નથી. કોઈ પિતા ઈચ્છે કે મારો પુત્ર ૧૦૦ % મારી મરજી પ્રમાણે થઈ જાય, અસંભવ છે. કોઈ પુત્ર એવું ઈચ્છે કે મારા પિતા ૧૦૦ % મારી મરજી પ્રમાણે થઈ જાય, તો તે પણ સંભવ નથી. કોઈ પતિ ઈચ્છે કે મારી પત્ની ૧૦૦ % મારી મરજી પ્રમાણે થઈ જાય, તો તે અશકય છે. કોઈ પણ પત્ની એમ ઈચ્છે કે મારો પતિ ૧૦૦ % મારી મરજી પ્રમાણે થઈ જાય, તો તે પણ શકય નથી.

## ધીરજ નહિ રાખો તો ઝઘડો થશે :

જ્યારે માનવીઓ સાથે રહેવું હોય તો પછી તકલીફો પણ થશે. માણસો સાથે રહેવું અને તકલીફો થવી આ બન્ને વસ્તુઓ એક બીજા સાથે પરસ્પર સંકળાયેલ છે. આ બન્નેને એક બીજાથી અલગ કરી જ ન શકાય. માટે, જ્યારે માનવીઓ સાથે રહેવું હોય તો એ વિચારીને રહેવું પડશે કે તેમનાથી મને તકલીફો પણ થશે અને તે તકલીફ પર મારે ધૈર્ય–ધીરજ રાખવી પડશે. જો ધીરજ નહિ ધરો તો લડાઈ–ઝઘડા અને ફિત્ના–ફસાદ થશે અને આ વસ્તુઓ દીનનું મુંડન કરનારી વસ્તુઓ છે.

એટલા માટે જે કોઈથી પણ સંબંધ સગપણનો હોય, ભલે તે નિકાહનો હોય, ભલે તે સંબંધ મિત્રતાનો હોય. એ સમજી લેવું જોઈએ કે તે સંબંધોથી તકલીફ પણ પહોંચવાની છે અને મારે ધીરજ રાખવી પડશે અને તે તકલીફોના કારણને ઝઘડાનો આધાર નહિ બનાવું. સાથે રહેવાના પરિણામે થોડી ઘણી કડવાશ પણ થઈ જાય છે, પરંતુ તે કડવાશને સતત ઝઘડા અને નફરત પેદા કરવાનું માધ્યમ બનાવવું બિલ્કુલ યોગ્ય નથી.

## તકલીફોથી બચવાની રીત :

હવે સવાલ એ છે કે, અન્યો સાથે રહેવાના કારણે તકલીફ થઈ રહી છે, તો તે તકલીફ પર પોતાની જાતને કઈ રીતે સાંત્વના આપવી ? તે તકલીફથી પોતાને કઈ રીતે બચાવી શકાય ? અને સ્વભાવ વિરુદ્ધ હોવા છતાં પરસ્પર કઈ રીતે પ્રેમ પેદા કરી શકાય, તેનો ઉપાય પણ જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જણાવી દીધો છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈ વાત અધૂરી મૂકીને નથી ગયા. માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

પતિ–પત્નીના સંબંધ વિશે બયાન ફરમાવ્યું છે કે, સૌથી વધારે સ્વભાવ વિરુદ્ધની વાતો પતિ– પત્નીના સંબંધમાં જ સામે આવે છે, એટલા માટે જેટલી નિકટતા વધુ હશે, એટલી જ સ્વભાવ વિરુદ્ધની વાતો સામે આવવાની સંભાવના હશે અને પતિ–પત્ની વચ્ચે જેટલી નિકટતા હોય છે, તે કોઈ અન્ય સંબંધમાં હોતી નથી. માટે, આ સંબંધમાં અન્ય સંબંધોની તુલનામાં તકલીફ થવાની સંભાવનાઓ વધુ છે, એટલે આ સંદર્ભે જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક મૂલ્યવાન નુસ્ખો બયાન ફરમાવી દીધો, તે આ છે.

لَا يَفْرِكْ مُؤْمِنٌ مُؤْمِنَةً اِنْ سَخِطَ مِنْهَا خُلُقًا رَضِيَ مِنْهَا اٰخَرَ

(صحیح مسلم۔ کتاب الرضاع۔ باب الوصیۃ بالنساء)

અર્થાત્ : કોઈ મુઅમિન પુરુષ કોઈ મુઅમિન સ્ત્રી સાથે દ્વેષ (કીનો) ન રાખે. મતલબ એ છે કે, કોઈ પતિ પોતાની પત્નીથી વેર અને દ્વેષ ન રાખે, કારણ કે તે પત્નીની કોઈ વાત નાપસંદ કરે છે તો અન્ય કોઈ વાતને પસંદ પણ કરે છે. જ્યારે પત્નીથી સ્વભાવ વિરુદ્ધ કોઈ મામલો સામે આવે છે, તો તમે નારાજ થાઓ છો અને ખોટું લગાડો છો. તે વાત લઈને બેસો છો કે, આ એવી છે, આ એમ કરે છે, આમાં આ ખામી છે. અલ્લાહને માટે એ જુઓ કે, તેની અંદર કેટલીક સારી વાતો પણ હશે. માટે, પત્નીથી જ્યારે કોઈ વાત એવી સામે આવે કે જે તમને ખરાબ લાગે છે, તો તે સમયે એ વાતની કલ્પના કરો, જે તમને પસંદ હોય. જ્યારે સારી વાતની કલ્પના કરશો તો બુરાઈના અહેસાસમાં કમી આવશે.

## ફક્ત સારી વાતો તરફ જુઓ :

યાદ રાખો, દુનિયામાં કોઈ પણ વ્યક્તિ સંપૂર્ણ રીતે સફેદ કે

કાળી હોતી નથી, કોઈ સંપૂર્ણપણે ખૈર (ભલાઈવાળો) અથવા સંપૂર્ણપણે શર (દુષ્ટ) નથી હોતો. જો કોઈ ખરાબ હોય તો તેમાં કોઈક ભલાઈ અવશ્ય હશે. જો ભલો માણસ હશે તો તેમાં કંઈક ને કંઈક ખામી પણ જરૂર હશે. એટલા માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તમે પોતાની પત્નીની સારી વાત તરફ ધ્યાન આપો. તેના પરિણામે તમને દેખાશે કે આ વાત જો કે તેની અંદર તકલીફ આપનારી છે, પરંતુ અન્ય વાતોમાં કદર કરવા યોગ્ય અને પ્રશંસાપાત્ર પણ છે. આવા વિચારથી સંયમ આવી જશે.

## એક રસપ્રદ ઘટના :

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વડીલનો બહુ સરસ ઈલાજ કર્યો. એક વડીલ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં ઉપસ્થિત થયા અને પોતાની પત્નીની ફરિયાદ કરવા લાગ્યા કે તેની અંદર ફલાણી ટેવ બહુ ખરાબ છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

તે એટલી ખરાબ હોય તો તેને તલાક આપી દો. હવે તેમનું મગજ ઠેકાણે આવી ગયું અને તેમણે વિચાર્યું કે, જો તેને તલાક આપી દઈશ અને તે જતી રહેશે તો મારા પર શી વીતશે ? માટે તેમણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કહયું,

"યા રસૂલલ્લાહ ! તેના વગર સબર પણ થતી નથી." આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

" તો તેને રોકી રાખો." એટલે કે જો તેની અંદર ખામી છે પણ તેના વગર સબર પણ થતી નથી તો તેનો ઉપાય તે સિવાય કંઈ નથી કે તેને અટકાવી રાખો અને તેની ખામીને સહન કરો, પરંતુ પોતાના તરફથી

તેના સુધારા માટે જેટલા પ્રયત્નો તમારાથી શકય હોય, કરી લો.

## પત્નીના કાર્યો અંગે વિચારો :

હવે સવાલ એ જન્મે છે કે જ્યારે તેણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામે પોતાની પત્નીની ખામી વર્ણવી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તરત તેને આ કહી દીધું કે, તેને તલાક આપી દો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને તલાક આપવાની સલાહ કેમ આપી દીધી ? તેનો જવાબ એ છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તલાક આપવાની સલાહ એટલા માટે આપી કે વાસ્તવમાં તે વ્યક્તિનું સમગ્ર ધ્યાન પોતાની પત્નીની ખામી તરફ હતું, તેના કારણે તેના દિલમાં તેની બુરાઈ એવી રીતે બેસી ગઈ હતી કે પોતાની પત્નીની સારી વાતો પ્રત્યે તેનું ધ્યાન જતું જ ન હતું, એટલે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને અંતિમ વાત કહી દીધી કે, જો તમારી પત્ની એટલી ખરાબ છે, તો તેને તલાક આપીને અલગ કરો. હવે તલાકનું નામ સાંભળીને તેના મગજમાં એ વાત આવી કે મારી પત્ની મારું કામ કરે છે, તે કામના બધા ફાયદા જતા રહેશે તો હું શું કરીશ અને કેવી રીતે જિંદગી વીતાવીશ. માટે, તરત જ તેણે કહયું કે, યા રસૂલલ્લાહ ! મને તેના વગર સબર પણ થતી નથી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, સારું, તો પછી તેને રોકી રાખો.

## ખામીઓ તરફ ધ્યાન આપવાનું પરિણામ:

વાત હકીકતમાં એમ છે કે જયારે કોઈની ખામીઓ તમારા દિલમાં બેસી જાય છે અને તેની ખામીઓ તરફ ધ્યાન કેન્દ્રિત થઈ

જાય છે તો પછી તેની સારી વાતો પ્રત્યે આંખો પર પડદો પડી જાય છે, માટે તેની સારી વાતો અંગે વિચારો અને જયારે સારી વાતો ખબર પડશે તો તેની કદર દિલમાં આવશે અને સંતુષ્ટ થશો. તે સમયે ખબર પડશે કે તકલીફ તો થાય છે, કોઈ ને કોઈ વાત સ્વભાવ વિરુદ્ધ થશે, પણ સ્વભાવ વિરુદ્ધની તે વાત સહન કરવી પડશે.

## શકય છે કે તમારી ભૂલ હોય :

એ વાત સમજી લો કે જયારે તમે કોઈ અન્યની કોઈ વાતને પોતાના સ્વભાવ વિરુદ્ધ સમજી રહયા છો, તો એ જરૂરી નથી કે તે વ્યક્તિની જ ભૂલ હોય, બલ્કે એવું પણ બની શકે છે કે, તેની ભૂલ હોય અને એ પણ સંભવ છે કે તમારી ભૂલ હોય, કેમ કે સ્વભાવોમાં તફાવત છે.

જે રીતે એક માણસને એક પ્રકારનું જમણ પસંદ છે, બીજાને અન્ય પ્રકારનું ભાવે છે. એક વ્યક્તિને કારેલા પસંદ છે, તેનું શાક તેને સ્વાદિષ્ટ લાગે છે. બીજા માણસને કારેલા પસંદ નથી, તે એમ કહે છે કે, કારેલાં કડવા છે, મારાથી ખવાતા નથી. આ સ્વભાવની ભિન્નતા છે. હવે એ જરૂરી નથી કે જે વ્યક્તિ એમ કહે છે કે, કારેલા મને બહુ ભાવે છે, તેની ભૂલ છે અથવા જે વ્યક્તિ એમ કહે છે કે મને કારેલાં પસંદ નથી, તેનો વાંક છે, બલ્કે કોઈનો પણ વાંક નથી, બલ્કે બન્નેના સ્વભાવોમાં અંતર છે, પ્રકૃતિઓમાં તફાવત છે, તે પણ તેની જગ્યાએ ખરી છે અને આ પણ પોતાના સ્થાને યોગ્ય છે.

## બન્ને પોતપોતાનાં સ્થાને ખરાં હોય :

એટલે કે જે જગ્યાએ મુબાહ (અર્થાત્ જે કામ કરવામાં સવાબ કે ગુનાહ ન હોય) વસ્તુઓની અંદર પરસ્પર મતભેદ થાય છે,

ત્યાં કોઈ એક પક્ષને સાચો અને બીજાને ખોટો ન કહી શકાય, બલ્કે બન્ને પોત પોતાના સ્થાને ખરાં હોય છે. માટે, અધિકતર પતિ–પત્ની વચ્ચે પ્રકૃતિઓમાં ભિન્નતા હોય છે. જ્યારે બે માણસોની પ્રકૃતિઓમાં ભિન્નતા હોય છે અને જો તેમની જાતિ પણ બદલાઈ જાય એક પુરુષ અને અને બીજી સ્ત્રી છે તો પછી ભિન્નતા વધી જાય છે. સ્ત્રીની એક પ્રકૃતિ છે અને તેની એક માનસિકતા છે. પુરુષ તેની પકૃતિ પ્રમાણે વિચારે છે. સ્ત્રી તેની પ્રકૃતિ મુજબ વિચારે છે. માટે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તમે તેની ફકત ખામીઓને જ ન જુઓ, બલ્કે સારી વાતો પણ જુઓ.

## સીધી કરવા જશો તો તોડી નાંખશો :

એક અન્ય વાત યાદ આવી ગઈ, તે એ છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સ્ત્રીને પાંસળીની ઉપમા આપી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

اَلْمَرْأَةُ كَالضِّلَعِ، إِنْ أَقَمْتَهَا كَسَرْتَهَا، وَإِنْ اِسْتَمْتَعْتَ بِهَا، اِسْتَمْتَعْتَ بِهَا وَفِيْهَا عِوَجٌ

(بخاری، کتاب النکاح، باب المداراة مع النساء)

અર્થાત્ : સ્ત્રી પાંસળીની જેમ છે, જો તમે તેને સીધી કરવા ઈચ્છશો તો તેને તોડી નાખશો અને જો તેને તેના હાલ પર છોડી દેશો તો તમને તે વાંકી દેખાય છે, છતાં તમે તેનાથી લાભ મેળવી શકશો.

## સ્ત્રીનું સૌંદર્ય તેના વાંકાપણામાં છે :

હવે અમુક લોકો એમ સમજે છે કે, જ્યારે હુઝૂરે અકદસ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને વાંકી પાંસળી કહી દીધી તો તેની ઉણપ જણાંવી દીધી, માટે અમુક તેને ખામીના અર્થમાં ઉપયોગ કરે છે અને જ્યારે તેમનો પત્ની સાથે ઝઘડો થાય છે ત્યારે તે પત્નીને સંબોધીને કહે છે કે, હે વાંકી પાંસળી, હું તને સીધી કરીને જ રહીશ. જો કે તે લોકોએ આ વિચાર્યું નથી કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાંસળીને વાંકી કહી રહયા છે, પાંસળી વાંકી ન હોય, બલ્કે સીધી થઈ જાય તો તે પાંસળી કહેવાને લાયક નથી. પાંસળીની સુંદરતા અને સ્વસ્થતા એ છે કે તે વાંકી હોય. જો તે પાંસળી સીધી થઈ જાય તો તે  બીમાર છે.

## વાંકી હોવી એ વધારાની વસ્તુ છે:

વાસ્તવમાં આ હદીસ દ્વારા હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ કહેવા ઈચ્છી રહયા છે કે, વાંકી હોવી અને સીધી હોવી એક વધારાની વસ્તુ છે, જેનો અર્થ એ છે કે, એક વસ્તુને એક નજરથી જુઓ તો તે સીધી છે અને અન્ય નજરથી જુઓ તો તે વાંકી છે. જુઓ, સામે મસ્જિદની બહાર જે રસ્તો છે, જો મસ્જિદમાંથી જોશો તો એવું દેખાશે કે આ રસ્તો વાંકો છે અને રસ્તા પર ઊભા થઈને જોશો તો લાગશે કે, મસ્જિદ વાંકી છે અને રસ્તો સીધો છે. જો કે ન રસ્તો વાંકો છે કે ન મસ્જિદ વાંકી છે, કારણ કે મસ્જિદ માટે એ જરૂરી છે કે તે કિબ્લાની દિશાએ હોય, માટે કોઈ વસ્તુનું વાંકું કે સીધું હોવું વધારાની વસ્તુ છે. એક વસ્તુ એક નજરે વાંકી છે અને અન્ય નજરથી સીધી છે.

## સ્ત્રી વાંકી હોય, તે પ્રાકૃતિક વાત છે :

આ હદીસ વડે કહેવાનો આશય એ હતો કે, તમારી પ્રકૃતિ સ્ત્રીની પ્રકૃતિથી ભિન્ન છે, માટે તમારી નજરે તે વાંકી છે, પરંતુ

વાસ્તવમાં તેનું વાંકું હોવું તેની પ્રકૃતિનો અંગ છે, જે રીતે પાંસળીની પ્રકૃતિનો અંગ એ છે કે તે વાંકી હોય. જો પાંસળી સીધી થઈ જાય તો તેને "ખામી" કહેવામાં આવશે અને ડોકટર તેને ફરીથી વાંકી કરવાનો પ્રયત્ન કરશે. એટલે કે તેની પ્રકૃતિમાં વાંકાપણું હોવું જરૂરી છે. આ હદીસ વડે સ્ત્રીની ઉણપ કે બુરાઈ કરવામાં આવી નથી, બલ્કે એવું કહેવામાં આવી રહયું છે કે, સ્ત્રીની પ્રકૃતિ તમારી પ્રકૃતિની નજરે ભિન્ન છે, એટલે વાંકી દેખાય છે. માટે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તેને સીધી કરવાની ચિંતા કરવી નહિ, કેમકે તેને સીધી કરવી એવું જ હશે કે પાંસળીને સીધી કરવી, અને જો તમે તેને સીધી કરવાનો પ્રયત્ન કરશો તો તેને તોડી નાખશો અને જો તમે તેને તેના હાલ પર છોડી દેશો તો તે વાંકી હોવા છતાં તમને લાભ આપશે.

## વૃદ્ધા અને ગરૂડની ઘટના :

અરબી શીખવા માટેના એક પુસ્તક "મુફીદુત્તાલિબીન"માં એક ઘટના લખેલી છે કે, રાજાનું એક શિકારી પક્ષી (ગરૂડ) ઉડીને એક વૃદ્ધા સ્ત્રી પાસે પહોંચી ગયું, તે વૃદ્ધાએ તેને પકડીને પાળવાનું શરૂ કર્યું. જ્યારે વૃદ્ધાએ જોયું કે, તેની ચાંચ વાંકી છે અને તેના પંજા પણ વાંકા છે, તો વૃદ્ધાને તેના પર દયા આવી કે, બિચારું પક્ષી છે, અલ્લાહની સૃષ્ટિ છે, જ્યારે તેને ખાવાની જરૂરિયાત હોતી હશે તો આ કઈ રીતે ખાતું હશે, કેમ કે તેની ચાંચ વાંકી છે, અને તેને જ્યારે ચાલવાની આવશ્યક્તા પડતી હશે તો આ કઈ રીતે ચાલતું હશે, એટલા માટે કે તેના પંજા તો વાંકા છે. તે વૃદ્ધાએ વિચાર્યું કે હું તેની આ સમસ્યા દૂર કરી દઉં. માટે કાતરથી પહેલાં તેની ચાંચ કાપી અને પછી તેના પંજા કાપ્યા,

જેના પરિણામે તેનું લોહી વહેવા લાગ્યું અને તે ઘાયલ થઈ ગયું. જેટલું પહેલાં ચાલી શકતું હતું, તેનાથી પણ તે વિવશ–લાચાર થઈ ગયું. આ ઘટના નાદાન પ્રેમના ઉદાહરણમાં આપવામાં આવે છે, કેમકે તે વૃદ્ધાએ ગરૂડ સાથે પ્રેમ તો કર્યો, પરંતુ નાદાની અને બુદ્ધિ વગરનો પ્રેમ કર્યો અને એ વિચાર્યું નહિ કે, આની ચાંચ અને પંજા વાંકા છે તો તેની પ્રકૃતિનો એક ભાગ છે, અને તેની સુંદરતા તેના વાંકાપણામાં જ છે. જો આના આ અંગો વાંકા ન હોત તો આ "ગરૂડ" કહેવડાવવાને લાયક નથી.

## ક્યારે પણ શાંતિ નસીબ નહિ થાય :

જ્યારે પણ બે માણસો વચ્ચે સંબંધો હશે, ભલે તે પુરુષો હોય કે સ્ત્રીઓ, તે સંબંધના પરિણામે પ્રકૃતિઓની ભિન્નતા અવશ્ય જાહેર થશે અને તે ભિન્નતાના પરિણામે એક બીજાને તકલીફ પણ થશે. હવે બે જ રસ્તા છે. એક રસ્તો તો એ છે કે, જ્યારે પણ અન્યથી તમને કોઈ તકલીફ થાય તો તેની સાથે ઝઘડો અને તે તકલીફને પરસ્પર નારાજગી અને ઝઘડાનું કારણ બનાવો. જો તમે આ રસ્તો અપનાવશો તો તમને ક્યારેય શાંતિ નસીબ નહિ થાય.

## અન્ય લોકોની તકલીફ પર ધૈર્ય :

બીજો માર્ગ આ છે કે, જ્યારે કોઈ અન્યથી તકલીફ પહોંચે તો એવું વિચારી લો કે જ્યારે પ્રકૃતિઓમાં ભિન્નતા છે તો તકલીફ થવાની જ છે અને જીવન પણ પસાર કરવાનું છે અને આ જિંદગી હંમેશાની જિંદગી તો નથી કે હંમેશા અહીં જ જીવન પસાર કરવાનું છે, બલકે થોડાક દિવસો માટે આ દુનિયામાં આવ્યા છીએ. ખબર નથી કે, કયા સમયે રવાના થઈ જઈએ. માટે, આ થોડાક દિવસની જિંદગીમાં અન્યથી તકલીફ પહોંચી રહી છે તો

તેના પર અલ્લાહને માટે ધૈર્ય–ધીરજ રાખો. એ વાત યોગ્ય છે કે, જ્યારે તમને તકલીફ પહોંચશે તો તે વખતે તમારા દિલમાં રોષ–ગુસ્સો જન્મ લેશે, ગુસ્સો આવશે અને દિલ એવું ઈચ્છશે કે, હું તેનું મોઢું તોડી નાખું, તેને ખરી–ખોટી સંભળાવું, તેની ખામીઓ અને તેની બુરાઈઓ જણાવું, તેને બદનામ કરું, એટલા માટે કે તેણે મને તકલીફ પહોંચાડી છે.

## તમને શો લાભ પ્રાપ્ત થશે ?

પરંતુ એટલું વિચારી લો કે, જો તમે આ કાર્યો કરી લીધાં તો તમને શો લાભ મળશે ? હા, એટલું અવશ્ય થશે કે તે સમાજમાં લડાઈ–ઝઘડો વિસ્તર્યો અને દિલની થોડીક ભાવના શાંત પડી ગઈ, પરંતુ વાસ્તવમાં દિલની ભાવના શાંત થતી નથી, કેમ કે એક વખત શત્રુતાની આગ ભડકે છે તો પછી તે શાંત થતી નથી, બલકે વધતી જ જાય છે. ચાલો, માની લઈએ કે, થોડોક લાભ થઈ ગયો, પરંતુ આ બદલો લેવામાં તમે જો અત્યાચાર કર્યો હશે તો તેનો હિસાબ કિયામતના દિવસે તમારે જ આપવો પડશે અને તેથી તમને જે અઝાબ ભોગવવો પડશે, તે અઝાબ એના કરતાં વધારે છે કે, દુનિયામાં તેની તકલીફ સહન કરી લેતા અને એવું વિચારતા કે, ચાલો, તેણે મારી સાથે અત્યાચાર કર્યો છે, પણ હું સહન કરી લઉં છું અને મારો મામલો અલ્લાહને હવાલે કરું છું.

## ધીરજનો સવાબ :

જો તમે ધીરજ રાખી લો તો અલ્લાહ તઆલાનું વચન છે કે,

اِنَّمَا يُوَفَّى الصّٰبِرُوْنَ اَجْرَهُمْ بِغَيْرِ حِسَابٍ (سورة الزمر: آیت ۱۰)

અર્થાત્ : "અલ્લાહ તઆલા ધીરજ રાખનાર લોકોને અસંખ્ય

સવાબ અતા ફરમાવે છે."

કોઈ ગણતરી જ નથી. જો અલ્લાહ તઆલા ઈચ્છતો તો ગણતરી જણાવી દેત, પરંતુ આપણે ગણતરીથી મજબૂર છીએ. આપણી પાસે તો ગણતરી માટે થોડાક આંકડાઓ છે. ઉદાહરણ તરીકે હજાર, લાખ, કરોડ, અબજ, ખર્વ, પદમ.... બસ, હવે આગળ કોઈ અન્ય શબ્દ નથી. અલ્લાહ તઆલા ઈચ્છતો તો ધીરજનો સવાબ આપવા માટે કોઈ શબ્દ પેદા ફરમાવી દેત, પરંતુ અલ્લાહ તઆલાએ ફરમાવી દીધું કે, ધીરજ ધરનારનો બદલો આપવા માટે કોઈ ગણતરી જ નથી."

ઉદાહરણ રૂપે જો કોઈએ તમને એક ફેંટ મારી દીધી, હવે જો બદલામાં તમે પણ તેને એક ફેંટ મારી દીધી તો તમારા માટે બદલો લેવો જાઈઝ હતો, પરંતુ આ બદલાના પરિણામે તમને શું મળી ગયું ? કાંઈ જ નહિ, અને જો તમે ફેંટ સહન કરી લીધી અને બદલો લીધો નહિ તો અલ્લાહ તઆલાનું વચન છે કે, હું તમને એટલો બદલો આપીશ કે, તમે ગણતરી પણ નહિ કરી શકો. માટે ધીરજથી મળનાર બદલો અને સવાબ અંગે વિચારો અને ગુસ્સાને શાંત કરો અને બદલો લેવાનું ટાળો.

## બદલો લેવાથી શો ફાયદો ? :

જો કોઈ અન્ય વ્યક્તિ તમને તકલીફ પહોંચાડી રહી છે તો શરીઅતે તમને પરવાનગી આપી છે કે, તે તકલીફ જેટલી હદે રોકી શકાતી હોય તે હદ સુધી તેનો માર્ગ બંધ કરવાનો પ્રયત્ન કરો, પરંતુ તકલીફ આપનારથી મુક્ત થવા માટે પોતાના સમયની બરબાદી કરવી, સમયનો આનાથી વધુ કોઈ વ્યય નથી. દાખલા તરીકે તમે કોઈનાથી સાંભળ્યું કે, ફલાણો માણસ મહેફિલમાં

તમારી નિંદા કરતો હતો, પરંતુ જો તમને ખબર જ ન પડતી કે ફલાણો માણસ તમારી નિંદા કરતો હતો તો પછી કોઈ વાંધો નહોતો, પણ અન્ય વ્યક્તિએ તમને જણાવ્યું તેના પરિણામે તમારું દિલ દુ:ખાયું. હવે એક જ માર્ગ એ છે કે, તમે તેને શોધવા લાગો કે, તે મેહફિલમાં કોણ કોણ ઉપસ્થિત હતું અને પછી તેમનામાંથી દરેક પાસે જઈને તપાસ કરો કે, ફલાણાંએ મારી કઈ નિંદા કરી હતી અને દરેકથી સાક્ષી લેતા ફરો અને પોતાનો બધો સમય આ કાર્યોમાં ખર્ચ કરી નાખો તો તેના પરિણામો શું આવશે ? કાંઈ જ નહિ. તેથી વિરુદ્ધ જો તમે એવું વિચાર્યું કે, ફલાણા માણસે મારી નિંદા કરી છે તો તે જાણે અને તેનો અલ્લાહ જાણે. તેના સારા કહેવાથી હું સારો થઈ જવાનો નથી અને તેના ખરાબ કહેવાથી હું ખરાબ થઈ જવાનો નથી. મારો વ્યવહાર તો મારા અલ્લાહ સાથે છે. જો મારો વ્યવહાર મારા અલ્લાહ સાથે ખરો છે તો પછી દુનિયા મને ગમે તેવો કહેતી રહે, મને તેની કોઈ પરવા નથી.

સમગ્ર સૃષ્ટિ મારી નિંદા કરતી હોય તો કરતી રહે, મારો વ્યવહાર તો મારા અલ્લાહ તઆલા સાથે છે. જો આવું વિચારીને પોતાના કામમાં લાગી જશો તો અલ્લાહ તઆલા બેહિસાબ બદલો અતા ફરમાવશે.

## સમાન બદલો લઈ શકાય :

જો તમે દિલની આગ શાંત કરવા માટે બદલો લેવાનો નિશ્ચય કરી લીધો છે કે હું તો અવશ્ય બદલો લઈશ, તો બદલો લેવા માટે ત્રાજવું અને માપ કયાંથી લાવશો, જેનાથી ખબર પડે કે, મેં પણ એટલી જ તકલીફ પહોંચાડી છે, જેટલી તેણે પહોંચાડી હતી. જો તમે તકલીફ પહોંચાડવામાં એક ઈંચ અને એક તોલા બરાબર

આગળ વધી ગયા તો આખિરતમાં જે પકડ થશે તેનો હિસાબ કોણ કરશે ? એટલા માટે બદલો લેવાનો તમને અધિકાર પ્રાપ્ત છે, પણ આ અધિકાર ખૂબ ભયંકર છે, પરંતુ જો તમે માફ કરી દીધું તો તેથી અસંખ્ય બદલો અને સવાબના હકદાર બની જશો.

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

وَلَئِن صَبَرْتُمْ لَهُوَ خَيْرٌ لِّلصّٰبِرِيْنَ (سورة النحل: آيت ١٢٦)

અર્થાત્ : "જો ધીરજ રાખો તો ધીરજ રાખવી ધીરજ રાખનારાઓ માટે શ્રેષ્ઠ છે."

## સ્પષ્ટતા :

જ્યારે લોકો સાથે રહેશો, તેમની સાથે સંબંધો રાખશો અને તેમની સાથે વ્યવહારો થશે તો પછી તકલીફો પણ પહોંચશે, પરંતુ તેનો અકસીર નુસખો જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જણાવી દીધો કે આ તકલીફો પર ધીરજ ધરે અને દરેક વ્યક્તિ પોતાના દિલ પર હાથ મૂકીને વિચારે કે જો દરેક વ્યક્તિ આ નુસખા પર અમલ કરે અને એવું વિચારી લે કે બીજાના તરફથી જે પ્રકૃતિ વિરુદ્ધ કાર્યો સામે આવશે, તેના પર શક્ય હશે ત્યાં સુધી ધીરજ રાખીશ તો દુનિયાથી બધા ઝઘડાઓ અને રમખાણોનો અંત આવી જશે.

અલ્લાહ તઆલા મને પણ અને આપ લોકોને પણ આ મહાન નુસખા પર અમલ કરવાની હિદાયત અતા ફરમાવે, આમીન...

وَاٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ

* * * * * *

# કૌટુંબિક ઝઘડાઓના કારણો અને તેમનો ઉકેલ

## ભાગ-3

اَلْحَمْدُ لِلّٰهِ نَحْمَدُهٗ وَنَسْتَعِيْنُهٗ وَنَسْتَغْفِرُهٗ وَنُؤْمِنُ بِهٖ وَنَتَوَكَّلُ عَلَيْهِ وَنَعُوْذُ بِاللّٰهِ مِنْ شُرُوْرِ اَنْفُسِنَا وَمِنْ سَيِّئَاتِ اَعْمَالِنَا، مَنْ يَّهْدِهِ اللّٰهُ فَلَا مُضِلَّ لَهٗ وَمَنْ يُّضْلِلْهُ فَلَا هَادِيَ لَهٗ وَاَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ سَيِّدَنَا وَنَبِيَّنَا وَمَوْلَانَا مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارَكَ وَسَلَّمَ تَسْلِيْمًا كَثِيْرًا كَثِيْرًا

اَمَّا بَعْدُ! عَنْ اَبِيْ مُوْسٰى رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: مَا اَحَدٌ اَصْبَرَ عَلٰى اَذًى سَمِعَهٗ مِنَ اللّٰهِ يَدْعُوْنَ لَهُ الْوَلَدَ ثُمَّ يُعَافِيْهِمْ وَيَرْزُقُهُمْ

(بخاری، کتاب التوحید، باب قول اللہ تعالٰی: اِنَّ اللّٰہَ ہُوَ الرَّزَّاقُ ذُو الْقُوَّۃِ الْمَتِیْنُ)

### અન્ય લોકોથી પહોંચનારી તકલીફો પર ધૈર્ય:

ગત રવિવારે જે હદીસ વાંચી હતી તેની સ્પષ્ટતામાં મેં અરજ

કરી હતી કે, મુસલમાનો વચ્ચે પરસ્પર વિખવાદો, ઝઘડાઓ, રાગદ્વેષ અને શત્રુતા એક મહાન ધાર્મિક અને સામાજીક રોગ છે, અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ રોગથી બચવા માટે મુસલમાનો વચ્ચે પ્રેમ, એખલાસ અને બંધુત્વ પ્રસ્થાપિત કરવા અંગે ઘણી સૂચનાઓ આપેલ છે, તે સૂચનાઓમાંથી એક સૂચના ગત બયાનમાં અરજ કરી હતી કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસ અન્ય લોકો સાથે હળી મળીને રહે છે અને તેથી લોકો દ્વારા પહોંચતી તકલીફો પર ધીરજ ધરે છે, તો તે વ્યક્તિથી શ્રેષ્ઠ છે જે લોકો સાથે સંપર્ક રાખતો નથી અને તેના પરિણામે લોકોથી પહોંચનારી તકલીફો પર ધીરજ રાખવાની નોબત આવતી નથી. આથી જાણ થઈ કે પરસ્પરના વિખવાદો અને ઝઘડાનું બહુ મોટું કારણ એ હોય છે કે અન્ય લોકોથી પહોંચનારી તકલીફો પર ધીરજ રાખવામાં આવતી નથી. સાથે રહેવાના પરિણામે અન્ય વ્યક્તિથી ક્યારેક ને ક્યારેક કોઈને કોઈ તકલીફ અવશ્ય પહોંચશે, પરંતુ આ તકલીફ પર માનવીએ ધીરજ રાખવી જોઈએ.

## સૌથી વધુ ધીરજ રાખનાર અસ્તિત્વ :

આ જ સૂચનની તાકીદ તરીકે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હદીસ ઈર્શાદ ફરમાવી, જે હમણા આપની સમક્ષ મેં તિલાવત કરી. તેની સ્પષ્ટતા એ છે કે, હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, આ બ્રહ્માંડમાં કોઈ પણ અસ્તિત્વ બીજાથી પહોંચનારી તકલીફો પર એટલું ધીરજ રાખનાર નથી જેટલું અલ્લાહ તઆલા ધીરજ રાખનાર છે. લોકો અલ્લાહ તઆલાને એવી એવી વાતો કહે છે, જે ઈજા અને તકલીફનું કારણ

હોય છે. કેટલાક લોકો અલ્લાહ તઆલાનો પણ પુત્ર માને છે, જે રીતે ઈસાઈ લોકો કહે છે કે, હઝરત ઈસા અલયહિસ્સલામ અલ્લાહ તઆલાના દીકરા છે, મઆઝલ્લાહ. કેટલાક યહૂદીઓએ હઝરત ઉઝૈર અલયહિસ્સલામને અલ્લાહનો પુત્ર બનાવી દીધો. અમુક મુશરિકોએ ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની પુત્રીઓ ઠેરવી છે. ઘણાં લોકોએ પથ્થરને, વૃક્ષોને એટલે સુધી કે પ્રાણીઓ જેવાં કે ગાય, બળદ અને સાંપ–વીંછી વગેરેને ખુદા માનવાનું શરૂ કરી દીધું. જે અસ્તિત્વએ આ બધા માનવીઓને પેદા કર્યા અને ફરિશ્તાઓને એ જણાવીને પેદા કર્યા કે હું માણસને જમીન પર મારો ખલીફા (નાયબ) બનાવી રહયો છું, તે જ માણસ અલ્લાહ તઆલા સાથે અન્યોને શરીક (સામેલ) કરી રહયો છે.

## અલ્લાહ તઆલાનો સંયમ જુઓ :

આ માનવીઓ અલ્લાહ તઆલાને તકલીફ આપવાનું કામ કરી રહયા છે, પરંતુ અલ્લાહ તઆલાનો સંયમ જુઓ કે, આ બધી વાતો સાંભળે છે, તેમ છતાં તે માનવીઓને કુશળતા આપી રાખેલ છે અને તેમને રિઝક (રોજી) પણ આપી રાખેલ છે. આ બ્રહ્માંડમાં આપ જોશો તો દેખાશે કે કાફિરો અને મુશરિકોની સંખ્યા વધુ છે અને હંમેશથી તેમની સંખ્યા વધારે જ રહી છે અને કુર્આને કરીમે પણ કહી દીધું છે કે,

وَاِنۡ تُطِعۡ اَكۡثَرَ مَنۡ فِى الۡاَرۡضِ يُضِلُّوۡكَ عَنۡ سَبِيۡلِ اللّٰهِ (الانعام:آیت١١٦)

અર્થાત્ : "જો આપ જમીન પર રહેનારાઓની બહુમતિ પાછળ ચાલશો, તો તેઓ આપને અલ્લાહ તઆલાના માર્ગથી ભટકાવી દેશે."

એટલા માટે કે માનવીઓની બહુમતિ તો કુફ્ર, શિર્ક અને પાપમાં સપડાયેલી છે.

## લોકશાહીનું તર્ક માનવાનું પરિણામ :

આજકાલ દુનિયામાં "લોકશાહી"નો હોબાળો મચાવવામાં આવે છે અને એમ કહેવામાં આવે છે કે, બહુમતિ જે વાત કહી દે, તે સાચી છે. જો આ સિદ્ધાંત સ્વીકારી લેવામાં આવે તો એનો અર્થ એ નીકળશે કે "કુફ્ર" સાચું છે અને ઈસ્લામ બાતિલ છે, અલ અયાઝુ બિલ્લાહ. એટલા માટે કે આ ધરતી પર વસનારા માનવીઓની બહુમતિ કુફ્ર અથવા શિર્કમાં સપડાયેલી છે, અને જે લોકો મુસલમાન છે, અલ્લાહ તઆલાની વહદાનિયત (એક માત્ર)ની શ્રદ્ધા ધરાવે છે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલત પર ઈમાન ધરાવે છે, આખિરત પર ઈમાન રાખે છે, તેમનામાં પણ આપ જોશો તો દેખાશે કે, સારી રીતે શરીઅતના વર્તુળમાં ચાલનારાઓની સંખ્યા ઘણી ઓછી છે અને નિશ્ચિંત, બેપરવા અને પાપ તથા દુરાચારમાં સપડાયેલા તથા નાફરમાન (અવજ્ઞા)માં જકડાયેલા માનવીઓની સંખ્યા ખૂબ વધારે છે.

## કાફિરો સાથે સદ્‌વર્તન :

આ ધરતી પર કુફ્ર પણ થઈ રહયું છે અને શિર્ક પણ થઈ રહયું છે, અલ્લાહ તઆલાની અવજ્ઞા—નાફરમાની પણ થઈ રહી છે તથા પાપ અને દુરાચાર પણ થઈ રહયો છે, પરંતુ આ બધી વસ્તુઓ જોવા છતાં તેવા જ લોકોને જેઓ અલ્લાહ તઆલાના અસ્તિત્વનો ઈન્કાર કરી રહયા છે, અલ્લાહ તઆલા તેમને રિઝ્ક આપે છે, તેમને કુશળતા પ્રદાન કરે છે, તેમના પર દુનિયાની ન્યામતોની વર્ષા થઈ રહી છે. આ છે અલ્લાહ તઆલાની સંયમતા અને ધૈર્ય. અલ્લાહ તઅલાથી વધુ કોણ આ તકલીફ પર ધીરજ રાખનાર હશે ? અલ્લાહ તઆલાએ આ દુનિયામાં રિઝ્કનું દસ્તરખ્વાન પાથર્યું છે, તેમાં મિત્ર—શત્રુ સૌ સમાન છે. મિત્રને જમાડી રહયો છે, શત્રુને

ખવડાવી રહયો છે, બલ્કે કેટલીક વખત તો શત્રુને વધારે જમાડે છે, તે વખતે આપ કાફિરો અને મુશરિકોને જોશો તો દેખાશે કે તેમની પાસે ધનના ઢગલા છે, જયારે મુસલમાનો કેટલીક વખતોમાં ભૂખ્યાં પણ રહે છે. અલ્લાહ તઆલાએ તે બધાની વાતો સાંભળી છતાં તેમની સાથે ધીરજ અને સંયમતાનો વ્યવહાર કરે છે, તેમને સુરક્ષા અને રિઝ્ક આપે છે.

## અલ્લાહ તઆલાના સંસ્કારો પોતાની અંદર પેદા કરો :

અલ્લાહ તઆલાના આ સંયમને જુઓ અને પછી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈર્શાદ પર અમલ કરો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

تَخَلَّقُوْا بِاَخْلَاقِ اللّٰهِ

"હે માનવીઓ ! તમે અલ્લાહ તઆલાના સંસ્કારો પ્રાપ્ત કરવાના અને તેમને અપનાવવાના પ્રયત્નો કરો." સો ટકા તો પ્રાપ્ત ન થઈ શકે પણ એ વાતનો પ્રયત્ન કરો કે તે સંસ્કારો તમારામાં પણ આવી જાય. અલ્લાહ તઆલા લોકો દ્વારા તકલીફો પહોંચાડવા છતાં ધીરજ રાખે છે, તો હે અલ્લાહના બંદાઓ ! તમે પણ લોકો વડે પહોંચતી તકલીફો પર ધીરજ ધરો અને અન્ય કોઈ વ્યક્તિથી તમને તકલીફ પહોંચી રહી છે તો તેને સહન કરવાની ટેવ પાડો.

## દુનિયામાં બદલો લેશો નહિ :

જો કોઈ એ સવાલ કરે કે, અલ્લાહ તઆલા દુનિયામાં ધીરજ રાખે છે અને કાફિરો તથા મુશરિકોને સુરક્ષા અને રિઝ્ક આપી

રાખ્યો છે, તેઓ દુનિયામાં પ્રગતિ કરી રહયા છે, પણ જયારે આખિરતમાં અલ્લાહ તઆલા તેમને પકડશે તો પછી મુક્ત થઈ શકશે નહિ અને તેમને એટલી ભયંકર સજા આપવામાં આવશે કે, તેનાથી બચી નહિ શકે, તો તેનો જવાબ એ છે કે જયારે અલ્લાહ તઆલાએ તેમની સાથે દુનિયામાં ધીરજનો વ્યવહાર કર્યો છે, તો તમે પણ એવો વ્યવહાર કરો કે, દુનિયામાં જે વ્યક્તિથી તમને તકલીફ પહોંચતી રહી છે, તેનાથી કહી દો કે હું તમારાથી બદલો લેતો નથી અને તમારો મામલો અલ્લાહ તઆલાના હવાલે કરી દો, એટલા માટે કે તમે દુનિયામાં પહોંચેલી તકલીફ પર જે બદલો લેશો, તે બદલો તે વેરની તુલનામાં કાંઈ જ નથી, જે આખિરતમાં અલ્લાહ તઆલા લેશે. માટે, જો તમને બદલો લેવાનો શોખ છે, તો પછી કદી બદલો લેશો નહિ, બલ્કે અલ્લાહ તઆલા પર છોડી મૂકો.

## માફ કરવું સારું છે :

તમારા માટે સારું તો એ જ છે કે તમે માફ કરી દો. એટલા માટે કે જયારે તમે માફ કરી દેશો તો અલ્લાહ તઆલા જાતે જામિન બનશે અને તમારી જરૂરિયાત પરિપૂર્ણ કરશે અને તમને જે તકલીફો પહોંચતી રહી છે તેનો અંત લાવશે. માટે, અલ્લાહના બંદા માફ જ કરી દે છે. અમે અમારા બુઝુર્ગો–વડીલોથી હઝરત મિયાંજી નૂર મુહમ્મદ સાહબ (રહ.)ની એક ઘટના સાંભળી, જે અમારા દાદા પીર છે અને હઝરત હાજી ઈમદાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહ.)ના શૈખ હતા, તેમને એવી ટેવ હતી કે, જયારે કોઈ વ્યક્તિ તેમને કોઈ તકલીફ પહોંચાડતી તો માફ ફરમાવતા, "યા અલ્લાહ ! તેને મેં માફ કર્યો." એટલે સુધી કે જો કોઈ ચોર માલ ચોરીને લઈ જતો તો આપ ફરમાવતા," યા અલ્લાહ ! મેં આ માલ તેના માટે હલાલ કરી દીધો." હું તેનાથી બદલો લઈને અને તેને

સજા અપાવીને શું કરીશ ? દરેક સમયે અલ્લાહના ઝિક્રમાં વ્યસ્ત રહેતા. જ્યારે કોઈ વસ્તુ ખરીદવા માટે બજાર જતા, તો પૈસાની થેલી હાથમાં રાખતા. સામાન ખરીદી લીધા પછી તે થેલી દુકાનદારને પકડાવી દેતા કે આ થેલીમાંથી તેની કિંમત લઈ લે, જાતે ગણતા નહિ, એટલા માટે કે જેટલો સમય પૈસા ગણવામાં જશે તેટલો સમય ઝિક્રમાં વ્યસ્ત રહીશ.

## હઝરત મિયાંજી નૂર મુહમ્મદની એક ઘટના :

એક વાર બજારથી પસાર થઈ રહયા હતા, હાથમાં પૈસાની થેલી હતી. એક ચોરને ખબર પડી ગઈ કે, મિયાં સાહબ પાસે પૈસાની થેલી છે. તે ચોર પાછળથી આવ્યો અને થેલી ઝૂંટવીને નાસી ગયો. મિયાંજીએ પાછળ વળીને જોયું નહિ કે કોણ થેલી છીનવીને લઈ ગયો. એવું વિચાર્યું કે, કોણ તેની પાછળ દોડે અને શોધે કે કોણ લઈ ગયો. બસ, ઝિક્ર કરતાં–કરતાં પોતાના ઘર તરફ ચાલ્યા ગયા અને દિલમાં એવી નિય્યત કરી લીધી કે, "યા અલ્લાહ ! જે ચોરે આ પૈસા લીધા છે, તેને મેં માફ કર્યો અને તેના માટે એ પૈસા હલાલ કરી દીધા." હવે તે ચોર ચોરી કરીને મુસીબતમાં સપડાય ગયો. તે પોતાના ઘર તરફ જવા ઈચ્છતો હતો, પણ તેને ગલીઓમાંથી બહાર નીકળવાનો રસ્તો જડતો નહોતો. એક ગલીમાંથી બીજી ગલીમાં, બીજીથી ત્રીજી ગલીમાં આવી જતો. તે ગલીઓ તેના માટે ભૂલ ભૂલામણી બની ગઈ, જ્યાંથી જતો ફરીથી ત્યાં જ આવી જતો. તેને નીકળવાનો રસ્તો જ મળતો નહોતો. જ્યારે કેટલાયે કલાકો વીતી ગયાં અને ચાલતાં–ચાલતાં તે થાકી ગયો તો તેના મગજમાં એવો વિચાર આવ્યો કે, આ પેલા વડીલની કોઈ કરામત લાગે છે, મેં તેમનાથી પૈસા છીનવી લીધા છે તો અલ્લાહ તઆલાએ મારો માર્ગ બંધ કરી દીધો. હવે શું કરું ? હવે એ જ

રસ્તો છે કે પેલા વડીલ પાસે ફરીથી જઈને તેમનાથી વિનંતી કરું કે અલ્લાહના માટે આ પૈસા લઈ લો અને અલ્લાહ તઆલાથી દુઆ કરીને મને છોડાવો. માટે, મિયાં સાહબના ઘરના દરવાજે પહોંચ્યો અને દરવાજો ખખડાવ્યો. મિયાં સાહેબે પૂછયું કે, કોણ છે ? તેણે કહયું કે, હુઝૂર, મેં આપના પૈસા ઝૂંટવી લીધા હતા, મારાથી ભૂલ થઈ ગઈ હતી. અલ્લાહના માટે આ પૈસા પરત લઈ લો. મિયાં સાહેબે ફરમાવ્યું કે, મેં આ પૈસા તમારા હવાલે કરી દીધા છે અને તમને માફ કરી ચૂકયો છું. હવે આ પૈસા મારા રહયા નથી. મેં તમને આપી દીધા છે, હવે હું પરત લઈ શકું નહિ. તે ચોરે કહયું કે, અલ્લાહને માટે આ પૈસા લઈ લો. હવે બન્ને વચ્ચે હુજ્જત થઈ રહી હતી. ચોર કહેતો કે, અલ્લાહ માટે પૈસા લઈ લો, તેઓ જવાબ આપતા કે, હું નથી લેતો, હું માફ કરી ચુકયો છું. છેવટે મિયાંજીએ પૂછયું કે, આ પૈસા પરત કરવા કેમ ઈચ્છો છો ? તેણે કહયું, "હઝરત, વાત એવી છે કે, હું મારા ઘરે જવા ઈચ્છું છું, પણ રસ્તો મળતો નથી. હું કેટલાયે કલાકોથી આ ગલીઓમાં ભટકી રહયો છું." મિયાંજીએ ફરમાવ્યું, "સારું, હું દુઆ કરું છું, તમને રસ્તો મળી જશે અને તેમણે દુઆ કરી તો તેને માર્ગ મળી ગયો.

## કોઈના પ્રત્યે દ્વેષ ન રાખો :

અલ્લાહવાળાઓને જો કોઈ તકલીફ પણ પહોંચે છે તો આ અલ્લાહવાળા તેમની સાથે પણ રાગ–દ્વેષ રાખતા નથી. તેમને ત્યાં વેરભાવને કોઈ સ્થાન નથી.

کفر است در طریقت ما کینہ داشتن
آئین ما ست سینہ چوں آئینہ داشتن

આપણી "તરીકત"માં કોઈ વ્યક્તિ સાથે દ્વેષ રાખવો કુફ્રની જેમ છે. આપણું સંવિધાન તો એ છે કે, આપણું દિલ અરીસાની જેમ હોય છે, તેના પર કોઈનો દ્વેષ, વેર અને શત્રુતાનો કોઈ ડાઘો નથી.

## બદલો અલ્લાહ પર છોડી મૂકો :

માટે, તમને જે તકલીફ પહોંચાડે, તેને અલ્લાહના માટે માફ કરી દો અને જો વેર લેવું જ હોય તો તે બદલાને અલ્લાહ પર છોડી મૂકો, એટલા માટે કે, જો જાતે બદલો લેશો તો તેના પરિણામે લડાઈ–ઝઘડા થવાની સંભાવના છે, કેમ કે એ ખબર નહિ પડે કે, તમને બદલો લેવાનો જેટલો અધિકાર હતો એટલો જ બદલો લીધો અથવા તેનાથી વધારે બદલો લઈ લીધો. માટે જો બદલો વધારે લઈ લીધો તો કિયામતના દિવસે તમારી પકડ કરવામાં આવશે. માટે બદલો અલ્લાહ પર છોડી મૂકો.

## દરેક વ્યક્તિ પોતાની ફરજ અદા કરે :

અલબત્ત, અહીં એક વાત સમજી લેવી જોઈએ કે, અલ્લાહ અને અલ્લાહના રસૂલ જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હંમેશા દરેક વ્યક્તિને તેની ફરજો પ્રત્યે ધ્યાન દોરે છે કે તમારી ફરજો આ છે, તમારું આ કામ હોવું જોઈએ, તમારી કાર્યપ્રણાલી આ રીતની હોવી જોઈએ. માટે જે માણસને તકલીફ પહોંચી છે તેને તો આપ ધીરજ રાખવાની તાકીદ ફરમાવી રહયા છે કે, તમે ધીરજ રાખો અને માફ કરી દો, બદલો લેશો નહિ, તેની સાથે દ્વેષ અને શત્રુતા રાખશો નહિ અને તે તકલીફને ઝઘડા અને વિવાદનું કારણ ન બનાવો, પરંતુ બીજી તરફ જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તકલીફ પહોંચાડનાર વ્યક્તિને અલગ શૈલીથી સંબોધન ફરમાવ્યું, જેથી લોકો એમ ન સમજે કે, જ્યારે જનાબ હુઝૂરે

અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જે વ્યક્તિને તકલીફ પહોંચી છે તેને ધીરજ રાખવાની તાકીદ ફરમાવે છે તો પછી તકલીફ પહોંચાડવામાં પણ કોઈ વાંધો નથી, એવું નથી.

## અન્યને તકલીફ આપશો નહિ :

તકલીફ પહોંચાડનાર માટે અલ્લાહ તઆલાનું ફરમાન છે કે, કોઈ પણ વ્યક્તિને જો તમારા અસ્તિત્વથી કોઈ તકલીફ પહોંચી તો હું તમને ત્યાં સુધી માફ નહિ કરું, જ્યાં સુધી તે બંદો તમને માફ ન કરી દે અથવા તમે તેના હકનું વળતર ચૂકવી ન આપો. માટે કોઈ પણ વ્યક્તિને તકલીફ પહોંચાડવાથી બચો. કોઈ પણ ભોગે એવા પગલાં ભરશો નહિ કે જેથી કોઈને તકલીફ થાય.

## ચીફ જસ્ટિસની દરરોજ બસો રકા'ત નફલ નમાઝ પઢવી :

હઝરત ઈમામ અબૂ યૂસુફ (રહ.) જે ઈમામ અબૂ હનીફા (રહ.)ના શિષ્ય છે અને મોટા દરજાના ફકીહ (ઈસ્લામી કાનૂનવિદ) છે, ફકીહ હોવાની રૂએ તો પ્રખ્યાત છે. અલબત્ત, અલ્લાહના વલી તરીકે પ્રખ્યાત નથી, પરંતુ તેમના બનાવોમાં લખ્યું છે કે, જ્યારે તેઓ કાઝીઉલ કુઝઝાત (ચીફ જસ્ટિસ) બની ગયા તો તે પછી પોતાની સઘળી વ્યસ્તતા હોવા છતાં દિવસમાં બસો રકા'ત નફલ નમાઝ પઢતા હતા. જ્યારે તેમની વફાતનો સમય આવ્યો ત્યારે કોઈએ જોયું કે, તેમના ચહેરા પર ચિંતા અને અફસોસના ચિન્હો છે. તેમનાથી પૂછવામાં આવ્યું કે, આપને કઈ વસ્તુની ચિંતા અને દુઃખ છે ? તો ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની બારગાહમાં હાજર થવાનો સમય નજીક આવી રહયો છે, અલ્લાહ તઆલાની સામે ઉપસ્થિત થવાનું છે, ત્યાં મારા જીવનના

આમાલનો હું શું જવાબ આપીશ ? અને બધા બનાવો વિશે મને યાદ છે કે, હું તેમનાથી તૌબા કરી ચૂકયો છું, અલ્લાહ તઆલાથી આશા છે કે, મને માફ કરી દેશે.

## આ અન્યાય મારાથી થઈ ગયો :

મને એક ઘટના એવી યાદ આવી રહી છે કે, જેના કારણે મને ખૂબ જ દુ:ખ છે. તે ઘટના એમ બની હતી કે, જે સમયે હું કાઝી (ન્યાયાધિશ)ના હોદ્દા પર હતો અને લોકો વચ્ચે નિર્ણયો આપતો હતો, તે દરમિયાન એક મુસલમાન અને એક ગેરમુસ્લિમનો કેસ મારી પાસે આવ્યો. સુનાવણી વખતે મુસલમાનને તો મેં સારા સ્થાને બેસાડયો અને પેલાને તેનાથી ઊતરતી કક્ષાની જગ્યાએ બેસાડયો. શરીઅતનો આદેશ એવો છે કે, જ્યારે તમારી પાસે કેસના બે પક્ષના લોકો આવે તો તેમની વચ્ચે બેસવાની જગ્યા પણ સમાન હોવી જોઈએ, જે જગ્યાએ વાદીને બેસાડયો છે તેવી જ જગ્યાએ પ્રતિવાદીને પણ બેસાડો. એવું ન થાય કે, બન્ને વચ્ચે બેઠકમાં ભેદ પાડીને અન્યાય કરવામાં આવે. મારાથી આ અન્યાય થઈ ગયો. જો કે મેં નિર્ણય તો સત્યતાના આધારે જ આપ્યો હતો, અલ્હમ્દુ લિલ્લાહ ! પરંતુ બેસાડવાની વ્યવસ્થા અંગે શરીઅતનો જે આદેશ છે તે અનુસરી શકયો નહિ. મને તેનું દુ:ખ થઈ રહયું છે કે, જો તેના વિશે અલ્લાહ તઆલાએ મારાથી પૂછી લીધું તો હું શું જવાબ આપીશ ? કેમ કે આ એવી વસ્તુ છે કે, જે તૌબા અને ક્ષમા–યાચનાથી માફ થતી નથી, જ્યાં સુધી કે તે વ્યક્તિ માફ ન કરે.

## વાસ્તવિક મુસલમાન કોણ :

માટે ફક્ત મુસલમાનોના જ નહિ, બલકે ગેર મુસ્લિમોના પણ શરઈ અધિકારો દર્શાવવામાં આવ્યા છે. એટલે સુધી કે, પ્રાણીઓના અધિકારો પણ શરીઅતે જણાવેલ છે. હદીસોમાં કેટલીય ઘટનાઓ

આવેલ છે જેનાથી ખબર પડે છે કે, પ્રાણીઓ સાથે અત્યાચાર કરવાના પરિણામે લોકો પર કેવા કેવા અઝાબ આવ્યા છે.

એક બાજુ તો એમ કહેવામાં આવે છે કે, ખબરદાર ! પોતાની દરેક હરકત અને પોતાની દરેક કાર્યશૈલીમાં આ વાતનું ધ્યાન રાખો કે, તમારા અસ્તિત્વથી કોઈ અન્ય વ્યક્તિને નાનકડી તકલીફ પણ ન પહોંચે. એક હદીસમાં જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે,

اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِسَانِهٖ وَيَدِهٖ

(بخاری۔ کتاب الایمان، باب المسلم من سلم المسلمون من لسانہ)

અર્થાત્ : "મુસલમાન તે જ છે કે જેના હાથ અને જીભથી અન્ય મુસલમાન સુરક્ષિત રહે. તેના અસ્તિત્વથી બીજા કોઈને તકલીફ ન થાય."

આ વસ્તુ એટલી ભયંકર છે કે, તેની ક્ષમા–યાચનાનો કોઈ માર્ગ નથી. જ્યાં સુધી તેને તકલીફ પહોંચી છે, તે વ્યક્તિ માફ ન કરે.

એક બાજુ તો દરેક વ્યક્તિને એવી તાકીદ કરવામાં આવી છે કે, તમારા અસ્તિત્વથી બીજા કોઈ વ્યક્તિને તકલીફ પહોંચવી જોઈએ નહિ અને બીજી બાજુ આ કહી દેવામાં આવ્યું છે કે, તમને અન્ય વ્યક્તિથી તકલીફ થાય તો તેના પર ધીરજ ધરો અને તેને માફ કરી દો, તેના કારણે તેનાથી દ્વેષ અને વેર રાખવું નહિ અને તેને ઝઘડાનું કારણ ન બનાવો. આવું શિક્ષણ જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપ્યું છે.

## હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પ્રશિક્ષણની શૈલી :

હદીસ શરીફમાં આવે છે કે, જે સમયે જનાબ હુઝૂરે અકદસ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દસ હજાર સહાબએ કિરામ (રદિ.) સાથે મક્કા–મુકર્રમહ જીતી લીધું હતું, તે સહાબીઓમાં મુહાજિરો પણ હતાં અને અન્સારીઓ પણ હતાં. મક્કાના વિજય પછી હુનૈનનું યુદ્ધ થયું, ત્યાં પણ અલ્લાહ તઆલાએ અંતે વિજય અપાવ્યો. આ સંપૂર્ણ મુસાફરીમાં મુસલમાનોના હાથે મોટા પ્રમાણમાં માલે ગનીમત આવ્યો. તે જમાનામાં ગાય, બળદ, બકરીઓના સ્વરૂપે માલ મળતો હતો. માટે જેની પાસે જેટલા વધુ પ્રાણીઓ હોય, તે એટલો જ વધારે ધનવાન ગણાતો હતો. માલે ગનીમતમાં મોટા પ્રમાણમાં મુસલમાનોના હાથે પ્રાણીઓ આવ્યાં.

## નવમુસ્લિમો વચ્ચે માલે ગનીમતની વહેંચણી :

જ્યારે માલે ગનીમતની વહેંચણીનો સમય આવ્યો ત્યારે જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વિચાર્યું કે, એ લોકો જે મક્કા–મુકર્રમહની આસપાસ રહેનારા છે, આ લોકો હમણાં નવા મુસલમાન થયાં છે. હમણાં તેમના દિલમાં ઈસ્લામ સારી પેઠે રચ્યો–પચ્યો નથી અને તેમનામાંથી કેટલાક તો એવાં છે કે, હજુ મુસલમાન પણ થયા નથી, બલકે ઈસ્લામ પ્રત્યે થોડોક રસ ધરાવે છે. એટલા માટે જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વિચાર્યું કે, જો તેમની સાથે સારું વર્તન કરવામાં આવશે તો જે લોકો નવા મુસલમાન થયાં છે તેઓ ઈસ્લામ પર મક્કમ થઈ જશે અને જે લોકો ઈસ્લામ પ્રત્યે આકર્ષણ ધરાવે છે, તેઓ પણ આના પરિણામે મુસલમાન થઈ જશે. પછી આ લોકો મુસલમાન વિરુદ્ધ ષડયંત્ર નહિ રચે, માટે જેટલો માલે ગનીમત આવ્યો હતો, જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે બધો જ માલ ત્યાંના લોકો વચ્ચે વહેંચી દીધો.

## મુનાફિકોનું કામ, ઝઘડા ઊભા કરવા :

તે સમયે કોઈ મુનાફિક અન્સાર સહાબા પાસે ગયો અને તેમને કહયું કે, જુઓ, તમારી સાથે કેવું વર્તન થઈ રહયું છે ? લડવા માટે તમે લોકો મદીના મુનવ્વરહ ચાલી આવ્યા અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે મળીને જિહાદ કર્યો અને તમે પ્રાણ આપ્યાં, પરંતુ માલે ગનીમત એ લોકોમાં વહેંચાઈ ગયો, જે લોકો હમણા હમણા મુસલમાન થયાં અને જેમની વિરુદ્ધ તમારી તલવારો ચાલી રહી હતી અને જેમના લોહીથી તમારી તલવારો હમણા પણ ગંદી છે, તમને માલે ગનીમતમાંથી કાંઈ જ મળ્યું નહિ. મુનાફિકો દરેક સ્થળે હોય છે, એ સહાબીઓમાં જેઓ વયસ્ક અને અનુભવીઓ હતા, તેમના દિલમાં કોઈ વિચાર જન્મ્યો નહિ. તેઓ જાણતા હતા કે આ ધન–દોલતની હકીકત શું છે.

પરંતુ અન્સાર સહાબીઓમાં જે યુવાનો હતા, તેમના દિલમાં એ વિચાર જન્મવા લાગ્યો કે, આ તો ગજબ વ્યવહાર થયો કે સમગ્ર માલે ગનીમત તેમનામાં જ વહેંચાઈ ગયો અને અમે લોકો જિહાદમાં શામિલ હતા છતાં અમને કશું જ મળ્યું નહિ.

## આપ (સલ.)નું વિદ્વતાભર્યું પ્રવચન :

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખબર મળી કે, કેટલાક અન્સાર સહાબાને એવો વિચાર આવી રહયો છે, માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઘોષણા કરી કે બધાં અન્સાર સહાબાને એક જગ્યાએ ભેગાં કરવામાં આવે. જ્યારે સૌ ભેગાં થઈ ગયાં તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અન્સાર સહાબાથી સંબોધન કરતાં ફરમાવ્યું, "હે અન્સાર જુથ ! તમને અલ્લાહ તઆલાએ ઈમાનનું ધન આપ્યું, તમને અલ્લાહ

તઆલાએ નબીની મિજબાનીનું સૌભાગ્ય પ્રદાન કર્યું અને મેં આ માલે ગનીમત એ લોકોમાં વહેંચી દીધો, જે અહીંના રહેવાસીઓ છે, જેથી આ લોકો ઈમાન પર મક્કમ થઈ જાય અને પાકા બની જાય. ઘણીવાર એવું થાય છે કે, જે લોકોને હું માલે ગનીમત આપતો નથી તેઓ વધુ આદરણીય અને વહાલાં હોય છે તે લોકોની તુલનામાં જેમને હું માલે ગનીમત આપું છું, પરંતુ મેં સાંભળ્યું છે કે, અમુક લોકોના દિલમાં આવા પ્રકારનો વિચાર જન્મ્યો છે." પછી ફરમાવ્યું,

"હે અન્સાર જુથ ! શું તમે એ વાતે રાજી નથી કે જ્યારે આ લોકો પોતાના ઘરે પાછાં ફરે તો તેમની સાથે ગાય, બળદ અને બકરીઓ હોય અને જ્યારે તમે પોતાના ઘરો તરફ પાછાં ફરો તો તમારી સાથે મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હોય. કહો જોઈએ કે આમાંથી કોણ સર્વશ્રેષ્ઠ છે ?

જે સમયે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વાત ઈરશાદ ફરમાવી તે વખતે બધા લોકોના દિલોમાં ટાઢક પડી ગઈ. અન્સારી સહાબીઓએ ફરમાવ્યું કે, યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમારા માટે તો એનાથી મોટું સન્માન કોઈ નથી. આ વાત તો ફક્ત અમુક યુવકોએ કહી દીધી હતી, અમારામાં જે મોટા છે તેમનામાંથી કોઈના પણ મનમાં કોઈ વિચાર જન્મ્યો નહિ. આપ જે નિર્ણય લેશો, આપનો જ નિર્ણય સાચો છે.

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે વિશેષ કોણ હતા :

જ્યારે આ સમગ્ર વાત પૂરી થઈ ગઈ તો તેના પછી ફરીથી અન્સાર સહાબા (રદિ.)થી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)એ સંબોધન કરતાં ફરમાવ્યું :

لَوْسَلَكَ النَّاسُ وَادِيًا لَسَلَكْتُ شِعْبَ الْاَنْصَارِ۔

"જો અન્ય લોકો એક રસ્તે જાય અને અન્સાર બીજા રસ્તે જાય તો હું અન્સારવાળો માર્ગ અપનાવીશ."

## અન્સાર સહાબાને ધીરજ રાખવાની વસિય્યત :

તે પછી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"હે અન્સાર ! અત્યાર સુધી તો તમારી સાથે અન્યાય થયો નથી અને મને તમારી સાથે પ્રેમ અને સંબંધ છે, તો ઈન્શા અલ્લાહુ તઆલા જાળવી રહેશે, પણ હું તમને અગાઉથી જણાવી દઉં છું કે, મારા દુનિયાથી ઉઠી જવા પછી તમારે એ વાતનો સામનો કરવો પડશે કે તમારી તુલનામાં અન્ય લોકોને વધારે મહત્વ આપવામાં આવશે એટલે કે ઉમરાવો અને શાસકો પછીના સમયમાં આવનાર છે, તેઓ તમારી સાથે એટલો સદ્‌વ્યહાર નહિ કરે, જેટલો સારો વ્યવહાર મુહાજિરો અને અન્ય લોકો સાથે કરશે.

فَاصْبِرُوْا حَتّٰى تَلْقَوْنِىْ عَلَى الْحَوْضِ۔

"હે અન્સાર જુથ ! હું તમને વસિય્યત કરું છું કે, જો તમારી સાથે એવું વર્તન થાય તો તે સમયે તમે ધીરજ રાખજો એટલે સુધી કે હૌઝે કૌસર પર તમે મને આવીને મળો."

આ ઈરશાદમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)એ અગાઉથી જણાવી દીધું કે, આજે તો તમારી સાથે અન્યાય થયો નથી, પરંતુ ભવિષ્યમાં તમારી સાથે અન્યાય થશે અને હું તમને વસિય્યત કરું છું કે, તે અન્યાયના પ્રસંગે ધીરજ રાખજો.

## અન્સાર સહાબા (રદિ.)નો તે વસિય્યત પર અમલઃ

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અન્સાર સહાબા (રદિ.)થી એમ ફરમાવ્યું નહિ કે, "અન્સાર અધિકાર સુરક્ષા" નામથી એક સંગઠન બનાવી લેજો, પછી પોતાના અધિકારો પ્રાપ્ત કરવા માટે ધ્વજ લઈને ઊભા થઈ જજો અને બળવો કરજો, બલકે એમ ફરમાવ્યું કે, તે સમયે ધીરજ રાખજો, ત્યાં સુધી કે તમે હૌઝે કૌસર (જન્નત) પર તમે મને આવીને મળો." માટે અન્સાર સહાબા (રદિ.)એ પણ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ આદેશ પર એ રીતે અમલ કરીને બતાવ્યું કે, સંપૂર્ણ ઈસ્લામી ઈતિહાસમાં અન્સાર તરફથી કોઈ લડાઈ–ઝઘડો મળશે નહિ. સહાબએ કિરામ (રદિ.) વચ્ચે વિવાદો થયાં અને તેના પરિણામે જંગે જમલ અને જંગે સિફ્ફીન પણ થઈ, પરંતુ અન્સાર સહાબા (રદિ.) તરફથી ઉમરાવો અને શાસકો વિરુદ્ધ કોઈ વાત સામે આવી નહિ.

## અન્સારના અધિકારો પ્રત્યે ધ્યાન રાખવું :

એક બાજુ તો હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અન્સાર સહાબા (રદિ.)ને એવી વસિય્યત કરી અને બીજી બાજુ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અંતિમ માંદગી (અવસાન પહેલાં) વખતે જ્યારે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મસ્જિદે નબવીમાં નમાઝ માટે

પણ પધારી શકતા ન હતા, તે સમયે લોકોને જે વસિય્યતો કરી, તે વસિય્યતોમાંથી એક એ હતી કે, આ અન્સાર સહાબા તેમણે મારી મદદ કરી છે અને આ લોકોએ ડગલે ને પગલે ઈમાનનું પ્રદર્શન કર્યું છે, માટે તેમના અધિકારોનું ધ્યાન રાખજો. એવું ન થાય કે, અન્સાર લોકોના મનમાં અન્યાય થયાનો વિચાર આવે. માટે એક બાજુ તો સહાબએ કિરામ (રદિ.)ને એવી તાકીદ કરી કે, અન્સાર સહાબાના અધિકારો પ્રત્યે સભાન રહેજો અને બીજી બાજુ અન્સાર જુથને એવી હિદાયત આપી કે, જ્યારે તમારી સાથે અન્યાય થાય તો ધીરજનો વ્યવહાર રાખજો.

## આજે દરેક વ્યકિત પોતાના અધિકારોની માંગણી કરે છે :

આજે દુનિયામાં ગંગા ઉંધી વહી રહી છે અને આજે કૌમને એ પાઠ ભણાવવામાં આવી રહયો છે કે, આજે દરેક વ્યકિત પોતાના હકની માંગણી સંતોષવા માટે ઝંડો લઈને ઉભો થઈ જાય છે કે મને મારા અધિકારો મળવા જોઈએ. તેના પરિણામે તે એ વાતથી ગાફિલ છે કે, મારા જિમ્મે કઈ ફરજો અને અધિારો છે, મારાથી કઈ માંગણીઓ છે ? મજૂર એવા સૂત્રોચ્ચાર કરે છે કે, મારા અધિકાર મને મળવા જોઈએ. વેપારી કહી રહયો છે કે, મને મારા અધિકાર મળવા જોઈએ, પરંતુ મજૂરને પણ તેની ફરજોની કોઈ પરવા નથી અને વેપારી પણ પોતાની ફરજો પ્રત્યે સભાન નથી. આજે મજૂરને એ હદીસ તો સારી રીતે યાદ છે કે, "મજૂરની મજૂરી તેનો પરસેવો સૂકાય, તે પહેલાં અદા કરો, પણ તેની ચિંતા નથી કે, જે કામ તેણે કર્યું છે તેમાં પરસેવો નીકળ્યો કે નહિ ? તેની પણ તેને ચિંતા નથી કે, મેં જે કામ કર્યું છે તે વાસ્તવમાં તે લાયક છે કે

તેની મજૂરી આપી શકાય ?

## દરેક વ્યકિત પોતાની જાતનું અવલોકન કરે :

એટલા માટે દરેક વ્યકિત સ્વમૂલ્યાંકન કરે, પોતાની અંદર જુએ કે, જે કામ હું કરી રહયો છું તે યોગ્ય છે કે નહિ ? એક વ્યકિત ઓફિસમાં કામ કરે છે, તેને એ ચિંતા તો હોય છે કે, મારો પગાર વધવો જોઈએ, મારો ગ્રેડ ફલાણો હોવો જોઈએ, મને આટલું પ્રમોશન મળવું જોઈએ, પરંતુ શું તે કર્મચારીએ કદી એવું પણ વિચાર્યું કે ઓફિસમાં મારી જે ફરજો મારા જિમ્મે છે તે ફરજો સારી રીતે અદા કરું છું કે નહિ ? તેના પરિણામે આજે લોકોના અધિકારો પાયમાલ થઈ રહયા છે. આજે કોઈને પોતાના અધિકારો મળતા નથી. જ્યારે જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વિશિષ્ટ શૈલી છે કે, દરેકને તેની ફરજો પ્રત્યે સાવધ ફરમાવતા કે, તમારી આ ફરજો છે, માટે તમે પોતાની ફરજો અદા કરો. ફકત આ જ કાર્યપ્રણાલિ, એવી છે કે, જે સમાજને સુધાર તરફ લાવી શકે છે.

**સ્પષ્ટતા :**

જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ઈરશાદ ફરમાવ્યો કે, અલ્લાહ તઆલાથી વધુ ધીરજ અને સંયમ દાખવનાર કોઈ નથી. અલ્લાહ તઆલા લોકોની અવજ્ઞાઓ અને તેમના કુફ્ર તથા શિર્કને જોઈ રહયો છે, પરંતુ ધીરજ રાખે છે અને તેમને સુરક્ષા તથા રિઝક આપે છે. માટે તમે પણ અલ્લાહ તઆલાના આ સંસ્કારને પોતાની અંદર પેદા કરવાનો પ્રયત્ન કરો. અલ્લાહ તઆલા આપણા સૌને આ વાતો પર અમલ કરવાની નેક હિદાયત અતા ફરમાવે, આમીન.

وَاٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ

# કૌટુંબિક ઝઘડાઓના કારણો અને તેમનો ઉકેલ

## ભાગ-૪

اَلْحَمْدُ لِلّٰهِ نَحْمَدُهٗ وَنَسْتَعِيْنُهٗ وَنَسْتَغْفِرُهٗ وَنُؤْمِنُ بِهٖ وَنَتَوَكَّلُ عَلَيْهِ وَنَعُوْذُ بِاللّٰهِ مِنْ شُرُوْرِ اَنْفُسِنَا وَمِنْ سَيِّئَاتِ اَعْمَالِنَا، مَنْ يَّهْدِهِ اللّٰهُ فَلَا مُضِلَّ لَهٗ وَمَنْ يُّضْلِلْهُ فَلَا هَادِيَ لَهٗ وَاَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ سَيِّدَنَا وَنَبِيَّنَا وَمَوْلَانَا مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَعَلٰٓى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَبَارَكَ

وَسَلَّمَ تَسْلِيْمًا كَثِيْرًا

اَمَّا بَعْدُ !

### ઝઘડાનું એક અન્ય કારણ

વિતેલા થોડાક અઠવાડિયાથી કૌટુંબિક ઝઘડાઓના વિભિન્ન કારણોનું વર્ણન ચાલી રહયું છે. આપણા પરિવારોમાં જે વિવાદો અને ઝઘડા વિસ્તરેલાં છે, તેમનું એક બહુ મોટું કારણ શરીઅતના એક વધુ આદેશની બેદરકારી છે. શરીઅતનો તે આદેશ એ છે કે,

تَعَاشَرُوْا كَالْاِخْوَانِ۔ تَعَامَلُوْا كَالْاَجَانِبِ

તમે અરસ–પરસ તો ભાઈઓની જેમ રહો અને એકબીજાની સાથે ભાઈઓની જેમ વ્યવહાર કરો. પ્રેમ અને બંધુત્વનો વ્યવહાર કરો, પરંતુ જયારે આપ–લેનો વ્યવહાર કરવાનો થાય તથા ખરીદ–વેચાણ વાણિજ્ય વ્યવહાર એકબીજા સાથે થાય તો તે સમયે અજાણ લોકોની જેમ વ્યવહાર કરો અને મામલો બિલકુલ સ્પષ્ટ હોવો જોઈએ, તેમાં કોઈ ગુપ્ત વાત, ગેરમાર્ગે દોરનારી વાત કે મૂંઝવણ હોવી જોઈએ નહિ, બલ્કે જે વાત હોય તે સ્પષ્ટ હોય. આ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જબરદસ્ત તાલીમ છે.

## મિલકતની માલિકી સ્પષ્ટ હોવી જોઈએ:

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વાત ઈરશાદ ફરમાવી કે, મુસલમાનોની એક એક વાત સ્પષ્ટ અને સાફ હોવી જોઈએ અને કઈ વસ્તુ કોની માલિકીની છે, તે સ્પષ્ટ હોવું જોઈએ. શરીઅતના આ આદેશની અવગણનાને કારણે આજે આપણો સમાજ લડાઈ–ઝઘડામાં સપડાયેલો છે.

## પિતા-પુત્રનો સંયુકત વેપાર :

ઉદાહરણ તરીકે પિતાએ એક ધંધો શરૂ કર્યો. હવે પુત્રોએ પણ તે ધંધામાં કામ શરૂ કરી દીધું. હવે એ નક્કી નથી કે, પુત્ર પિતાના ધંધામાં જે કામ કરી રહયો છે, તે ભાગીદાર અને પાર્ટનર તરીકે કામ કરી રહયો છે અથવા એમ જ પિતાને મદદ કરી રહયો છે અને પુત્ર નોકર તરીકે પિતાની સાથે કામ કરે છે અને તેનો પગાર નક્કી કરેલો છે. આમાંથી કોઈ વાત નક્કી થઈ નહિ અને મામલો અંધારામાં રહયો. હવે રાત–દિવસ પિતા અને પુત્રો ધંધામાં વ્યસ્ત

છે. પિતાને જેટલા પૈસાની જરૂરત પડે છે, તે ધંધામાંથી એટલા પૈસા કાઢી લે છે અને જ્યારે પુત્રને આવશ્યકતા થાય છે તો તે કાઢી લે છે. હવે આવી જ રીતે આમ કરતાં કરતાં વર્ષો પસાર થઈ ગયાં અને ધીમે ધીમે અન્ય પુત્રો પણ આ ધંધામાં સામેલ થતા રહયા. હવે કોઈ પુત્ર પહેલો આવ્યો, કોઈ પાછળથી આવ્યો, કોઈ પુત્રએ વધારે કામ કર્યું અને કોઈ પુત્રએ ઓછું કામ કર્યું.

હવે તેમણે કોઈ હિસાબ લખ્યો નહિ. બસ, જેને જેટલી રકમની જરૂર પડે છે તે ધંધામાંથી એટલી રકમ કાઢી લે છે અને એ પણ નક્કી નથી કર્યું કે, આ ધંધાનો માલિક કોણ છે ? અને કોનો કેટલો પગાર છે, એ પણ ખબર નથી. હવે કોઈ અન્ય વ્યક્તિ તેમને કહે કે, પરસ્પર હિસાબ–કિતાબ રાખો તો જવાબ આપવામાં આવે છે કે, ભાઈઓ વચ્ચે કેવો હિસાબ–કિતાબ ? પિતા–પુત્ર વચ્ચે શેનો હિસાબ ? આ તો અલગતાવાદની અને ખામીની વાત છે કે, પિતા–પુત્ર અથવા ભાઈ–ભાઈ પરસ્પર હિસાબ કરે. એક બાજુ એટલો પ્રેમ વ્યક્ત કરે છે.

## પાછળથી ઝઘડા ઊભા થાય છે :

પરંતુ જ્યારે દસ–બાર વર્ષ પસાર થઈ ગયા, શાદીઓ થઈ ગઈ, સંતાનો થઈ ગયાં અને પિતા જેમણે વેપાર શરૂ કર્યો હતો, દુનિયાથી જતા રહયા તો હવે ભાઈઓ વચ્ચે મગજમારી ઊભી થઈ ગઈ અને હવે બધા પ્રેમનો અંત આવી ગયો અને એક બીજા પર આક્ષેપો કરવા લાગ્યા કે, તેણે વધારે લીધું છે, મેં ઓછું લીધું છે. ફલાણો ભાઈ વધુ ખાઈ ગયો, મેં ઓછું ખાધું. હવે આ ઝઘડો એવો શરૂ થયો કે, ખતમ થવાનું નામ લેતો નથી. મામલા એટલા ગૂંચવાયેલા છે કે, અસલ વાસ્તવિકતાની ખબર જ પડતી નથી. છેવટે મામલો બગડી ગયો અને

એક બીજાથી વાતચીત કરવા અને મોઢું જોવા પણ તૈયાર નથી તથા એકબીજાના લોહીના તરસ્યા બની ગયા તો અંતે મુફ્તી સાહેબ પાસે આવી ગયા કે હવે તમે જ મસ્અલો જણાવો કે, શું કરીએ ? હવે મુફ્તી સાહેબ મુસીબતમાં સપડાયા. ભાઈ ! જ્યારે વેપાર શરૂ કર્યો હતો, તે સમયે તો એક દિવસ પણ બેસીને એ વિચાર્યું નહિ કે, તમે કયા હોદ્દાની રૂએ કામ કરો છો ? હવે જ્યારે મામલો બગડી ગયો તો મુફ્તી સાહેબ શું જણાવશે કે શું કરો ?

## વ્યવહારો સ્પષ્ટ હોવાં જોઈએ :

આ સમગ્ર ઝઘડાઓ એટલા માટે ઊભા થયા કે, શરીઅતના તે આદેશ પર અમલ કર્યો નહિ કે મામલાઓ સ્પષ્ટ હોવાં જોઈએ. ભલે, ધંધો પિતા–પુત્ર વચ્ચે હોય કે ભાઈ–ભાઈ વચ્ચે હોય અથવા પતિ અને પત્ની વચ્ચે હોય, પરંતુ દરેકની મિલકત બીજાથી સ્વતંત્ર હોવી જોઈએ. કોનો કેટલો હક છે તે ખબર હોવી જોઈએ. યાદ રાખો, હિસાબ–કિતાબ વગર જે જીવન પસાર થઈ રહયું છે, તે ગુનાહનું જીવન પસાર થઈ રહયું છે. એટલા માટે કે એ ખબર નથી કે, જે ખાઈ રહયો છે તે પોતાના હકનું ખાઈ રહયો છે કે બીજાના હકનું.

## વારસો ઝડપથી વહેંચો :

શરીઅતનો આદેશ છે કે, જ્યારે કોઈનું અવસાન થાય તો તરત જ તેના વારસાની વહેંચણી કરી દો અને શરીઅતે જેનો જેટલો હક રાખ્યો છે તે અદા કરો. મને યાદ છે કે, જ્યારે મારા પિતાજી (રહ.)નું અવસાન થયું તો મારા શેખ હઝરત ડોકટર અબ્દુલ હય સાહબ (રહ.) જનાઝામાં સામેલ થવા માટે પધાર્યા. હજુ દફનવિધિ પણ થઈ નહોતી, જનાઝો મૂકેલો હતો, તે સમયે હઝરત શૈખની તબિયત સારી ન હતી. કમજોરી હતી અને સાથે

જ પિતાજીના અવસાનના આઘાતની પણ તબિયત પર અસર હતી. હઝરત પિતાજી (રહ.)નો ખમીરાં (એક પ્રકારની ઔષધિ) રાખેલો હતો. અમે તે ખમીરા હઝરત ડોકટર સાહેબ પાસે લઈ ગયા કે હઝરત થોડુંક ખાઈ લો, જેથી અશક્તિ દૂર થઈ જાય.

હઝરત ડોકટર સાહેબે ખમીરા હાથમાં લેતાં પહેલાં ફરમાવ્યું કે, ભાઈ ! હવે આ ખમીરાનું ખાવું મારા માટે જાઈઝ નથી, કેમ કે આ ખમીરા હવે વારસદારોની માલિકીનું થઈ ગયું અને જ્યાં સુધી બધા વારસદારો મને પરવાનગી આપે નહિ ત્યાં સુધી મારા માટે જાઈઝ નથી. અમે અરજ કરી કે, હઝરત ! બધા વારસદારો પુખ્ત છે અને બધા અહીં ઉપસ્થિત છે અને બધા ખુશીથી પરવાનગી આપી રહયાં છે, માટે આપ ખાઓ ત્યારે તેમણે ખમીરા ખાધો.

અલ્લાહ તઆલાએ વારસાની વહેંચણી કરવાની તાકીદ ફરમાવી કે, કોઈનું અવસાન થાય તો તરત તેના વારસદારો વચ્ચે વહેંચી દો, જેથી પછી કોઈ ઝઘડો જન્મે નહિ.

## વારસો ઝડપથી ન વહેંચવાનું પરિણામ :

પરંતુ આપણા સમાજમાં અજ્ઞાનતા અને અણસમજનું પરિણામ એ છે કે, જો કોઈનું અવસાન થવાથી તેના વારસદારોથી એમ કહેવામાં આવે છે કે, ભાઈ, વારસો વહેંચી લો, તો જવાબમાં એમ કહેવામાં આવે છે કે, તોબા, તોબા ! હમણા તો મરનારનું કફન પણ મેલું થયું નથી અને તમે વારસાની વહેંચણીની વાત શરૂ કરી દીધી. માટે વારસા વહેંચણીનું કામ દુન્યવી કામ ઠેરવીને તેને છોડી દેવામાં આવે છે. હવે એક બાજુ તો એટલી હદે તકવા છે કે, એમ કહી દીધું કે, હમણાં તો મરનારનું કફન પણ મેલું

થયું નથી, માટે માલ–મિલકતની વાત જ ન કરો અને બીજી બાજુ આ હાલત છે કે, જ્યારે વારસો વહેંચાયો નહિ અને સંયુક્ત રીતે ઉપયોગ કરતા રહયા તો એક વર્ષ પછી એ જ લોકો માલ અને દોલતની વહેંચણી અંગે અણગમો વ્યક્ત કરતા હતા, તે જ લોકો એ જ માલ–દોલત પામવા માટે એક બીજાનું લોહી પીવા માટે તૈયાર થઈ જાય છે અને એક બીજા પર આક્ષેપો કરવા લાગે છે કે, ફલાણો વધારે ખાઈ ગયો અને ફલાણાએ ઓછું ખાધું.

## ઘરવખરીમાં માલિકી હકનો તફાવત :

શરીઅતે વારસાની ઝડપથી વહેંચણીનો આદેશ એટલા માટે આપ્યો છે કે જેથી માલિકી અલગ થઈ જાય અને દરેક વ્યક્તિની માલિકી સ્પષ્ટ હોય કે કઈ વસ્તુ કોની મિલ્કત છે. આજે આપણાં સમાજમાં એવી હાલત છે કે, પતિ–પત્નીને ખબર જ હોતી નથી કે ઘરનો કયો સામાન પતિનો છે અને કયો પત્નીનો છે. ઘરેણાં પતિના છે કે પત્નીના છે ? જે ઘરમાં રહે છે, તેનો માલિક કોણ છે. તેના પરિણામે પાછળથી ઝઘડાઓ ઊભા થાય છે.

## હઝરત મુફતી સાહેબ (રહ.)ની સાવચેતી :

મારા પિતાજી (રહ.)ની વાત યાદ આવી ગઈ. અંતિમ સમયમાં અવસાનથી થોડાક દિવસ પહેલાં બીમાર હતા અને પથારી પર હતા અને પોતાના ઓરડામાં જ સીમિત થઈને રહી ગયા હતા. તે ઓરડામાં એક ખાટલો મૂકેલો હતો. તે જ ખાટલા પર સઘળા કામો કરતા હતા. પિતાજીના ઓરડાની બાજુમાં મારી એક નાની ઓરડી હતી. હું ત્યાં બેસી રહેતો હતો. જમવાના સમયે જ્યારે પિતાજી માટે ટ્રેમાં જમણ લાવવામાં આવતું તો આપ ખાવાનું જમતા અને જમ્યા પછી ફરમાવતા કે આ વાસણો જલદીથી પરત અંદર લઈ જાવ. મદ્રસાથી કોઈ પુસ્તક

કે કોઈ વસ્તુ મંગાવી તો ફારિગ થતાં જ ફરમાવતા કે આને ઝડપથી પરત કરો, અહીં ન રાખો. કયારેક કયારેક અમને તે વાસણો અથવા પુસ્તકો વગેરે પરત લઈ જવામાં વાર થઈ જતી તો નારાજી વ્યક્ત ફરમાવતા કે ઢીલ કેમ કરી, જલદી લઈ જાવ.

અમારા મનમાં કયારેક કયારેક એ વિચાર આવતો કે પિતાજી વાસણો અને પુસ્તક પરત કરવામાં ખૂબ ઉતાવળ કરે છે. જો પાંચ–સાત મિનિટ મોડું થઈ જશે તો કઈ કિયામત આવી જશે. તે દિવસે એ ભેદ ખુલ્યો કે, જયારે આપે એક દિવસ અમને સંબોધીને ફરમાવ્યું કે, મેં પોતાના વસિયતનામામાં એ વાત લખેલી છે કે, આ મારો ઓરડો જેમાં મારો ખાટલો છે, આ ઓરડાની અંદર જે વસ્તુઓ છે, ફક્ત આ વસ્તુઓ મારી માલિકીની છે અને ઘરની અન્ય વસ્તુઓ મારી પત્નીની મિલકત કરી ચૂકયો છું. હવે જો મારું અવસાન આ હાલતમાં થઈ જાય કે, મારા ઓરડામાં બહારની કોઈ વસ્તુ પડેલી હોય તો આ વસિયતનામા પ્રમાણે લોકો એવું સમજશે કે, આ મારી મિલકત છે અને પછી તે વસ્તુ સાથે મારી મિલકત જેવો વ્યવહાર કરશે. એટલા માટે હું એમ ઈચ્છું છું કે, મારા આ ઓરડામાં બહારની કોઈ વસ્તુ પડી રહેવી જોઈએ નહિ, જે વસ્તુ પણ આવે તે જલ્દીથી પરત જતી રહે.

મિલકત અને માલિકીપણા અંગે સ્પષ્ટતા કરવાની એટલી હદે વ્યવસ્થા હતી કે, પુત્રોની મિલકતથી, પત્નીની મિલકતથી, મળનાર સ્વજનો, મિત્રોની મિલકતથી પણ પોતાની મિલકત બિલકુલ અલગ અને જુદી હતી. અલ્હમ્દુ લિલ્લાહ ! તેનું પરિણામ એ હતું કે, કયારેય કોઈ પણ સમસ્યા–મુશ્કેલી જન્મી નહિ.

## ભાઈઓ વચ્ચે પણ હિસાબ સ્પષ્ટ હોય :

એટલા માટે શરીઅતે આપણને આદેશ આપ્યો છે કે, આપણી

મિલકત સ્પષ્ટ હોવી જોઈએ. જ્યારે આ મસ્અલો અમે મળનાર લોકોને જણાવીએ છીએ તો જવાબમાં કહે છે કે, ભાઈ ! પોતાનો હિસાબ સ્પષ્ટ કરી લો અને વાત સાફ કરી લો તો જવાબમાં કહે છે કે, આ હિસાબ–કિતાબ કરવું દ્વૈતભાવ અને પરાયું હોવાની વાત છે, પરંતુ થોડાક જ વરસો પછી એવું થાય છે કે, એ જ લોકો જે પેલા સમયે આત્મીયતાનું પ્રદર્શન કરી રહયા હતા, એક બીજાની વિરુદ્ધ તલવાર લઈને ઊભા થઈ જાય છે. એટલા માટે પરસ્પરના વિવાદો અને ઝઘડાઓનું એક બહુ મોટું કારણ મિલકતોની અસ્પષ્ટતા છે.

## મકાનનું નિર્માણ અને હિસાબ સ્પષ્ટ રાખવો :

ઉદાહરણ તરીકે એક મકાનનું નિર્માણ થઈ રહયું છે. એક મકાનમાં કેટલાક પૈસા પિતાએ લગાડયા. કેટલાક પૈસા બીજા પુરુષે લગાડયા, કેટલાક પૈસા કયાંકથી ઉધાર લીધા અને આ રીતે મકાન તૈયાર થઈ ગયું. તે સમયે પરસ્પર કાંઈ નક્કી કર્યું નહિ કે પુત્રો આ નિર્માણમાં જે પૈસા લગાડી રહયા છે તેઓ કરજ તરીકે લગાડી રહયા છે અથવા પિતાની મદદ કરી રહયા છે કે તે પુત્રો પેલા મકાનમાં પોતાનો ભાગ લગાડીને પાર્ટનર બનવા ઈચ્છે છે ? તેની કાંઈ ખબર નથી. જ્યારે તેમનામાંથી એકનું મૃત્યુ થયું તો હવે ઝઘડો ઊભો થઈ ગયો કે, આ મકાન કોનું છે ? એક કહે છે કે, મેં આ મકાનમાં આટલા પૈસા લગાડયા છે. બીજો કહે છે કે, મેં આટલા પૈસા લગાડયા છે. ત્રીજો કહે છે કે, જમીન તો મેં ખરીદી હતી અને તે ઝઘડાના પરિણામે એક રમખાણ ઉત્પન્ન થઈ જાય છે. તે સમયે નિર્ણય અને ન્યાય માટે મુફતી સાહબ પાસે પહોંચે છે કે, હવે આપ જણાવો કે, આનો ઉકેલ શું છે ? એવા સમયે નિર્ણય કરતાં કરતાં કયારેક કયારેક અન્યાય થઈ જાય છે.

માટે, આ મસ્અલો સારી રીતે સમજી લેવો જોઈએ કે, શરીઅતનો કાયદો એ છે કે, જો પિતાના વેપારમાં પુત્ર કામ કરી રહયો છે અને વાત સ્પષ્ટ થઈ નહિ કે પુત્ર કઈ હેસિયતથી કામ કરી રહયો છે ? શું તે પિતાનો ભાગીદાર છે કે પિતાનો નોકર. તો પુત્ર જો આખી ઉમર પણ આ રીતે કામ કરતો રહે તો એમ સમજવામાં આવશે કે, તેણે અલ્લાહને ખાતર પિતાને મદદ કરી છે, વેપારમાં તેનો કોઈ ભાગ નથી. માટે અગાઉથી આ વાત સ્પષ્ટ કરવી જોઈએ.

## બીજાને મકાન આપવાની ખરી રીત :

અને જો સ્પષ્ટતા કરીને વહેંચણીનો વ્યવહાર કરવો હોય તો વહેંચણી કરવા માટે પણ શરીઅતે રીત જણાવી છે કે વહેંચણી કરવાની ખરી રીત કઈ છે ? ફકત એવું કહી દેવાથી બનતું નથી કે, મેં તો મારું મકાન પત્નીના નામે કરી દીધું હતું એટલે કે તેના નામે મકાન રજિસ્ટર્ડ કરાવી દીધું હતું. હવે રજિસ્ટર્ડ કરાવી દેવાથી તેઓ એમ સમજે છે કે, આ મકાન પત્નીના નામે થઈ ગયું.

જો કે શરીઅતની દષ્ટિએ કોઈ મકાન કોઈના નામે રજિસ્ટર્ડ કરાવવાથી તેના નામે ટ્રાન્સફર થતું નથી. જયાં સુધી તેનો કબજો આપવામાં ન આવે અને તેને એમ કહેવામાં ન આવે કે, આ મકાન મેં તમારી મિલકત–તમારા નામે કરી દીધું, હવે તમે આના માલિક છો. આના વગર અન્યની મિલકત તેની થતી નથી.

## બધી સમસ્યાઓનો ઉકેલ, શરીઅત પર અમલઃ

આ બધા મસાઈલનું આજે લોકોને જ્ઞાન નથી. એનું પરિણામ એ છે કે, અલલટપ્પ મામલો ચાલી રહયો છે અને તેના પરિણામે લડાઈ–ઝઘડા થઈ રહયા છે અને સમાજમાં બગાડ પ્રસરી રહયો

છે, પરસ્પર કોર્ટમાં ફરિયાદો થઈ રહી છે. જો આજે લોકો શરીઅત પર સારી રીતે અમલ કરે તો અડધાથી વધુ કેસ આપોઆપ સમાપ્ત થઈ જાય.

આ ખરાબીઓ અને ઝઘડા તો એવા લોકોના મામલાઓમાં છે, જેમની દાનત ખરાબ નથી, તે લોકો જાણી જોઈને અન્ય લોકોનો માલ હજમ કરવા ઈચ્છતા નથી, પરંતુ અજ્ઞાનતાને કારણે તેમણે એવી રીતો અપનાવી છે કે, તેના પરિણામે લડાઈ–ઝઘડો ઊભો થઈ ગયો, પરંતુ જે લોકો બદ–દિયાનત છે, જેમની દાનત(નિય્યત) જ ખરાબ છે, જે અન્ય લોકોનો માલ હજમ કરવા ઈચ્છે છે, તેમનું તો કોઈ ઠેકાણું નથી.

**સ્પષ્ટતા :**

આ બહુ મોટો ફસાદ છે જે આપણા સમાજમાં વિસ્તરેલો છે. આ મસ્અલાને પોતે પણ સારી રીતે સમજવો જોઈએ અને આપણા બધા મળનારા મિત્રો અને સ્વજનોને પણ આ મસ્અલો સમજાવવો જોઈએ કે, એક વખત હિસાબ સ્પષ્ટ કરી લો અને પરસ્પર પ્રેમથી વ્યવહારો કરો, પરંતુ હિસાબ સાફ હોવો જોઈએ અને દરેક વાત સ્પષ્ટ હોવી જોઈએ. કોઈ વાત અસ્પષ્ટ અને અધૂરી રહેવી જોઈએ નહિ. અલ્લાહ તઆલા પોતાના ફઝલો–કરમથી આપણાં સૌને આ વાતો પર અમલ કરવાની નેક તૌફીક અતા ફરમાવે, આમીન, યા રબ્બલ આલમીન.

وَآخِرُ دَعْوَانَا أَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ

* * * * * *

# કૌટુંબિક ઝઘડાઓના કારણો અને તેમનો ઉકેલ

## ભાગ-પ

اَلْحَمْدُ لِلّٰهِ نَحْمَدُهٗ وَنَسْتَعِيْنُهٗ وَنَسْتَغْفِرُهٗ
وَنُؤْمِنُ بِهٖ وَنَتَوَكَّلُ عَلَيْهِ وَنَعُوْذُ بِاللّٰهِ
مِنْ شُرُوْرِ اَنْفُسِنَا وَمِنْ سَيِّاٰتِ اَعْمَالِنَا
مَنْ يَّهْدِهِ اللّٰهُ فَلَا مُضِلَّ لَهٗ وَمَنْ
يُّضْلِلْهُ فَلَا هَادِىَ لَهٗ وَاَشْهَدُ اَنْ لَّا
اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَاَشْهَدُ
اَنَّ سَيِّدَنَا وَنَبِيَّنَا وَمَوْلَانَا مُحَمَّدًا
عَبْدُهٗ وَرَسُوْلُهٗ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ
وَاَصْحَابِهٖ وَبَارَكَ وَسَلَّمَ تَسْلِيْمًا كَثِيْرًا
كَثِيْرًا.

## કુસંપનું વધુ એક કારણ :

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યું કે,

لَا تُمَارِ اَخَاكَ وَلَا تُمَازِحْهُ وَلَا تَعِدْهُ مَوْعِدًا فَتُخْلِفَهُ۔

(ترمذی کتاب البر والصلۃ، باب ماجاء فی المراء)

આ હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ આદેશો ઈરશાદ ફરમાવ્યા. પહેલો હુકમ એ આપ્યો કે, પોતાના કોઈ ભાઈથી ઝઘડો ન કરો. બીજો હુકમ એ આપ્યો કે, તેની સાથે અયોગ્ય મજાક ન કરો અને ત્રીજો હુકમ એ આપ્યો કે, તેની સાથે કોઈ એવો વાયદો ન કરો કે જે પૂરો કરી શકાય નહિ એટલે કે વચનભંગ ન થાય.

## પોતાના ભાઇથી ઝઘડશો નહિ :

પહેલો હુકમ એ આપ્યો કે, لَا تُمَارِ اَخَاكَ
પોતાના કોઈ ભાઈથી ઝઘડો ન કરો.

આપણી ભાષા બહુ ગરીબ છે. જયારે અરબીથી અનુવાદ કરવામાં આવે છે તો આપણી પાસે શબ્દો સીમિત હોય છે. માટે આપણે આ નાનકડા વર્તુળમાં રહીને અનુવાદ કરવો પડે છે. આ હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ શબ્દો "લા તુમારિ" لَا تُمَارِ

ઈરશાદ ફરમાવ્યો. આના અનુવાદ માટે આપણી પાસે એ સિવાય કોઈ અન્ય શબ્દો નથી કે, "ઝઘડો ન કરો." પરંતુ અરબી ભાષામાં આ શબ્દ "મિરાઉન" "مِرَاءٌ" થી નીકળેલ છે, જે તેનો આજ્ઞાર્થ છે અને "મિરાઉન" "مِرَاءٌ" શબ્દ ઘણો વિસ્તૃત

અર્થ ધરાવે છે. તેની અંદર "વાદ–વિવાદ અને ચર્ચા કરવી, ઝઘડો કરવો, શારીરિક લડાઈ કરવી, મૌખિક જીભાજોડી કરવી" આ બધી જ બાબતો તેના અર્થમાં સામેલ છે. માટે શારીરિક લડાઈ હોય કે મૌખિક ઝઘડો હોય, ઉગ્ર ચર્ચા હોય કે વાદવિવાદ હોય, આ બધી જ વસ્તુઓ મુસલમાનો વચ્ચે પરસ્પર પ્રેમ, સંપ,એકતા અને મેળ મેળાપમાં વિઘ્ન ઊભા કરે છે. માટે એવા પ્રયત્નો કરો કે, ઝઘડાની નોબત જ આવે નહિ.

## જરૂર પડે ત્યારે કોર્ટથી રજૂઆત કરવી :

હા, કયારેક કયારેક એવું બને છે કે, એક સમયે માણસ એવું વિચારે છે કે, તેનો અધિકાર નષ્ટ થઈ ગયો, જો કોર્ટમાં તેની વિરુદ્ધ દાવો નહિ કરે તો સારી રીતે જીવન પસાર કરી શકશે નહિ. તેની સાથે અન્યાય અને અત્યાચાર થશે. માટે તે જુલમ અને અત્યાચારને કારણે વિવશ થઈને કોર્ટમાં જવું પડે તો અલગ વાત છે, નહિતર જ્યાં સુધી શકય હોય, ઝઘડો ન કરો. ઝઘડાથી પરહેઝ કરો.

## વાદ-વિવાદ કરશો નહિ :

આ સૂચના ખાસ કરીને એવા લોકોને આપવામાં આવી રહી છે, જે અન્ય લોકોનો દરેક વાતમાં વાંક કાઢે છે અને બીજાની દરેક વાત રદ કરવા પ્રયત્ન કરે છે. આ વસ્તુ તેમના સ્વભાવનો એક અંગ બની જાય છે કે અન્ય લોકો સાથે વિવાદ અવશ્ય કરવો જોઈએ. નાનકડી વાત લઈને બેસી જાય છે અને તેના પર વાદ–વિવાદનો એક મહેલ ચણી નાખે છે. આપણાં સમાજમાં જે વ્યર્થની ચર્ચા અને વિવાદનો રિવાજ પડી ગયો છે, તેનો ઈસ્લામથી કે દુનિયાથી કોઈ સંબંધ હોતો નથી. જેના વિશે કબરમાં, હશ્રમાં કે આખિરતમાં કોઈ પ્રશ્ન નહિ થાય, પરંતુ તેના સંદર્ભે ઉગ્ર ચર્ચાઓ થાય છે,

આ બધા નકામા કાર્યો છે. આના પરિણામે લડાઈ–ઝઘડા થાય છે અને જુથ બની જાય છે, તથા પરસ્પર તિરસ્કાર અને દુશ્મની વધે છે.

## ઝઘડાથી જ્ઞાનનું નૂર જતું રહે છે :

હઝરત ઈમામ માલિક (રહ.)નું કથન છે કે,

اَلْمِرَاءُ يَذْهَبُ بِنُوْرِالْعِلْمِ

વાદ–વિવાદથી ઈલ્મનું નૂર ખત્મ થઈ જાય છે. જ્ઞાનનો પ્રકાશ તેની સાથે ઉપસ્થિત રહેતો નથી. બસ, જે વાતને તમે સત્ય સમજો છો, તે વાતને સત્ય પદ્ધતિ અને સાચી દાનતથી અન્યને જણાવી દો કે, મારી દષ્ટિએ આ સાચું છે. હવે બીજો માણસ માનતો હોય તો માને, ન માનતો હોય તો તે જાણે અને તેનો અલ્લાહ જાણે, કારણ કે તમને પોલીસ કે નિરીક્ષક બનાવીને તેના માટે મોકલવામાં આવ્યા નથી કે બળજબરીથી પોતાની વાત ઠોકી બેસાડો. તમારા વશમાં જેટલું હોય યુક્તિથી, પ્રેમથી અને નમ્રતાથી સમજાવી દો, એથી વધુ તકલીફ કરવાની જરૂર નથી. તમને ખુદાઈ નિરીક્ષક બનાવીને મોકલવામાં આવ્યા નથી કે લોકોના સુધારની તમારી ફરજ હોય કે જો તેમનો સુધાર નહિ થાય તો તમારાથી પૂછવામાં આવશે, એવું નથી.

## તમારી જવાબદારી વાત પહોંચાડી દેવાની છે :

અરે ! જ્યારે અલ્લાહ તઆલાએ આ ફરમાવી દીધું કે,

مَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلَاغُ. (سورة المائدة:آیت۹۹)

"રસૂલ પર ફકત વાત પહોંચાડી દેવાની જવાબદારી છે, બળજબરી કરવી એ નબીઓનું કામ નથી."

માટે તમે જબરદસ્તી કેમ કરો છો ? એક હદ સુધી

સવાલ–જવાબ કરો અને જ્યારે જુઓ કે, વાત વાદ–વિવાદ સુધી પહોંચી જશે અને સામેવાળી વ્યક્તિ સત્ય સ્વીકારવાની નથી તો તે પછી ચૂપ થઈ જાઓ અને વાદ–વિવાદનો દરવાજો બંધ કરી દો.

## શિકાયત અને ફરિયાદ કરશો નહિ :

કેટલાક લોકોને દરેક વાતમાં શિકાયત અને ફરિયાદ કરવાની ટેવ હોય છે. જ્યારે પણ કોઈ ઓળખીતાથી મુલાકાત થઈ તો તરત કોઈ ને કોઈ ફરિયાદ કરશે કે તમે ફલાણા સમયે આ કર્યું હતું, તમે ફલાણા સમયે આ કર્યું નહિ અને કયારેક તો આ કામ પ્રેમના નામે કરવામાં આવે છે અને આ વાકય એવા લોકોને સારી રીતે યાદ હોય છે કે, "શિકાયત પ્રેમથી જન્મે છે." જેનાથી પ્રેમ હોય છે તેનાથી જ ફરિયાદ પણ હોય છે. આ વાત ખરી તો છે, પણ આ ફરિયાદની પણ એક હદ હોય છે. જ્યારે કોઈ મહત્વની બાબત હોય તો તે અંગે ફરિયાદ કરી લીધી, પરંતુ જરાક નાની વાત લઈને બેસી જવું કે ફલાણા પ્રસંગે તમે દાવત કરી અને અમને આમંત્રણ આપ્યું નહિ. અરે ભાઈ ! દાવત કરનાર વ્યક્તિને શરીઅતે અધિકાર આપેલ છે કે, જેને ઈચ્છે આમંત્રણ આપે અને જેને ઈચ્છે આમંત્રણ ન આપે. તમારી પાસે ફરિયાદ કરવાનો કયો આધાર છે કે, તમે એમ કહો છો કે, અમને દાવતમાં કેમ બોલાવ્યા નહિ. તમને એટલા માટે બોલાવ્યા નહિ કે, તમને બોલાવવાનું મન ન થયું. તે સમયે તમને બોલાવવાની પરિસ્થિતિ ન હતી, પરંતુ તમે આ ફરિયાદ લઈને બેઠા છો. આજે આપણે નાની નાની બાબતોમાં અન્ય લોકોની ફરિયાદ કરીએ છીએ કે, ફલાણા પ્રસંગે તમે અમને બોલાવ્યા નહિ. માટે ફરિયાદ અને ફરિયાદનો પ્રત્યુત્તરનો એક સિલસિલો ચાલુ થઈ જાય છે, પરિણામે દિલમાં પ્રેમ ઉદ્દભવવાની જગ્યાએ દુશ્મની પેદા થઈ રહી છે અને પરસ્પર નફરત જન્મે છે.

## તેના આચરણને સમજી લો :

આજે હું અનુભવની વાત કહી રહયો છું કે, તેના પરિણામે પરિવારોના પરિવારો વેરાન થઈ ગયા. નાનકડી વાત લઈને બેઠા છે. અરે ભાઈ ! કોઈથી ભૂલ થઈ ગઈ છે તો તેને માફ કરી દો અને તેને અલ્લાહને હવાલે કરી દો.

જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માફ કરવાની ઘણી તાકીદ ફરમાવી છે, માટે જો તમે માફ કરી દેશો તો તમારું શું બગડી જશે, તમારું શું નુકસાન થઈ જશે ? માટે દરગુઝર કરો અને તેના આચરણનું કારણ વિચારી લો કે કદાચ આ કારણે દાવત નહિ આપી હોય, વગેરે.

## હઝરત મુફતી અઝીઝુર્રહમાન સાહબ (રહ.)ની કાર્યશૈલી :

મારા વાલિદ માજિદ (આદરણીય પિતાજી) (રહ.)ના ગુરુ હતા. તેઓ દારુલ ઉલૂમ દેવબંદના મુફતીએ આઝમ હતા, જેમના ફતવાઓનો સંગ્રહ "ફતાવા દારુલ ઉલૂમ દેવબંદ" ના નામથી દસ ગ્રંથોમાં પ્રકાશિત થઈ ચૂકયો છે, જેમાં ઉલૂમ (વિવિધ જ્ઞાન)ના દરિયા વહાવી દેવામાં આવ્યા છે. તેઓ મહાન બુઝુર્ગ હતા. હઝરત પિતાજી ફરમાવતા હતા કે, મેં તેમને હંમેશ એ રીતે જોયા છે કે, કયારેય કોઈ માણસના મોઢે તેનું ખંડન કરતા નહોતા કે તમે આ વાત ખોટી કરી, બલકે જો કોઈ વ્યક્તિએ ખોટી વાત પણ કહી દીધી તો આપ સાંભળીને ફરમાવતા કે, સારું, જો કે આપનો આશય એ હશે. આ રીતે સમજણપૂર્વક તેનો યોગ્ય અર્થ તેની સામે બયાન કરી દેતા. તેના વડે તેને શીખ પણ આપી દેતા કે તમે જે વાત કરી છે તે યોગ્ય નથી, પણ જો આ વાત સારી રીતે કહેવામાં આવે તો યોગ્ય

થઇ જશે. પૂરી ઉમરમાં કોઇના મોઢે તેની વાતનો રદિયો આપ્યો નહિ.

## પોતાનું દિલ સાફ કરી લો :

તમારો કોઇ મુસલમાન ભાઇ છે, મિત્ર છે, સગાં–વહાલાં છે અથવા સંબંધીઓ છે, જો તેમના વડે કોઇ ખોટો વ્યવહાર જાહેર થયો છે તો તમે પણ તેનું કોઇ કારણ શોધી લો કે કદાચ ફલાણી મજબૂરી પેદા થઇ ગઇ હશે. સમજણપૂર્વક પોતાનું મન–દિલ સાફ કરી લો અને જો ફરિયાદ કરવી જ હોય તો નમ્ર શબ્દોમાં શિકાયત કરો કે, ફલાણા સમયે તમારી વાત મને ખોટી લાગી. સામેવાળો જે કાંઇ સ્પષ્ટતા રજૂ કરે તો તેને સ્વીકાર કરો. એવું કરશો નહિ કે, તે ફરિયાદને લઇને બેસી જાવ અને તેના આધારે ઝઘડો ઊભો કરો. એટલા માટે જ જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

“ لَا تُمَارِ أَخَاكَ ”

"લા તુમારિ અખા–ક" પોતાના ભાઇથી ઝઘડો ન કરો.

## આ દુનિયા થોડાક દિવસની છે :

આ દુનિયા કેટલા દિવસની છે ? થોડાક જ દિવસોની આ દુનિયા છે ! આપણે કેટલા દિવસની ગેરંટી લઇને આવ્યા છીએ કે આટલા દિવસો જીવતાં રહીશું અને સામાન્ય રીતે ફરિયાદો દુનિયાની બાબતો અંગે જ હોય છે કે ફલાણાએ દાવતમાં મને બોલાવ્યો નહિ, ફલાણાએ મારું સન્માન ન કર્યું. ફલાણાએ મારો આદર ન કર્યો. આ બધી જ વાતો દુનિયા વિશે છે. આ દુનિયાનો માલ, મિલકત, દુનિયાના સાધનો, દુનિયાની પદવી, દુનિયાની ખ્યાતિ, દુનિયાનો હોદો... આ બધાની કોઇ વાસ્તવિકતા નથી. શી ખબર કયારે નષ્ટ

થઈ જાય. કયારે આ વસ્તુઓ લઈ લેવામાં આવે. આના બદલે ત્યાંના વિશે વિચારો કે જયાં હંમેશા રહેવાનું છે, જયાં હંમેશાનું જીવન પસાર કરવાનું છે. ત્યાં શી દશા–હાલત થશે ? ત્યાં કઈ રીતે જિંદગી વિતાવશો, ત્યાં અલ્લાહ તઆલા સમક્ષ શું જવાબ આપશો ? તેની ચિંતા કરો. હદીસ શરીફમાં જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે,

اِعْمَلْ لِدُنْيَاكَ بِقَدْرِ بَقَائِكَ فِيْهَا
وَاعْمَلْ لِاٰخِرَتِكَ بِقَدْرِ بَقَائِكَ فِيْهَا

અર્થાત્: "દુનિયા માટે એટલું કામ કરો કે જેટલું દુનિયામાં રહેવાનું છે અને આખિરત માટે એટલું કામ કરો કે જેટલું આખિરતમાં રહેવાનું છે."

યાદ રાખો ! આ માલ–મિલ્કત, આ ખ્યાતિ, આ માન–સન્માન, આ બધી જ વસ્તુઓ આવનારી અને જનારી છે. આજે છે, કાલે નથી.

## કાલે શું હતાં ? આજે શું થઇ ગયા ?

એ લોકો જેમનો દુનિયામાં ડંકો વાગી રહયો હતો, જેમનો સામ્રાજય હતો, જેમના નામથી લોકો ધ્રૂજતાં હતાં, આજે જેલોમાં સડી રહયા છે અને જે લોકોના નામની સાથે આદર અને સન્માનના ઈલ્કાબ (વિશેષ નામ) લગાડવામાં આવતા હતા, આજે તેમની ઉપર આક્ષેપો અને આરોપોની સૂચિઓના ઢગ લાગેલા છે કે, તેમણે ચોરી કરી છે, તેમણે લૂંટ કરી, તેમણે લાંચ લીધી, તેમણે અમાનતમાં દાનત બગાડી. અરે, કઈ ઈજજત પર, કઈ ખ્યાતિ પર, કયા પૈસા પર લડો છો ? શી ખબર, કયા દિવસે અને કયા

સમયે અલ્લાહ તઆલા તમારાથી આ વસ્તુઓ છીનવી લે. આ નાનકડી વાતો પર તમે ઝઘડા ઊભા કર્યા છે, આ વાતો પર તમે પરિવારો બરબાદ કર્યા છે. આ જ કારણે જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''લા તુમારી અખા–ક'' પોતાના ભાઈથી ઝઘડશો નહિ.''

## કેવી મજાક જાઇઝ છે ?

આ હદીસમાં જનાબ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બીજો હુકમ એ આપ્યો કે,

"وَلَا تُمَازِحْهُ"

''પોતાના મુસલમાન ભાઈ સાથે મજાક અને મશ્કરી ન કરો.''

આ હદીસમાં ''મજાક''નો અર્થ એવી મજાક છે કે, જે અન્ય વ્યક્તિના અપમાનનું કારણ હોય. જો એવી મજાક હોય જે શરીઅતની હદની અંદર છે અને મનને ખુશ કરવા માટે કરવામાં આવે છે અને સાંભળનારને પણ ખરાબ લાગતી ન હોય તો તેવી મજાકમાં કોઈ વાંધો નથી, બલકે જો મજાક સત્ય હોય અને તે મજાકથી બીજાને ખુશ કરવાનો હેતુ છે તો સવાબ પણ મળશે.

## મજાક ઉડાડવી અને મશ્કરી કરવી જાઇઝ નથી:

એક હોય છે મજાક કરવી અને એક હોય છે મજાક ઉડાડવી. મજાક કરવી તે તો યોગ્ય છે, પરંતુ કોઈની મજાક ઉડાડવી કે તેના

વડે હાંસી કરવામાં આવે, તેની સાથે એવી મજાક અને મશ્કરી કરવામાં આવે કે જે તેના માટે અસહ્ય હોય અને તેના દિલને પીડા આપનારી હોય, એવી મજાક હરામ અને નાજાઇઝ છે. અમુક લોકો બીજાની ચીડ બનાવી લે છે અને એવું વિચારે છે કે, જ્યારે તેની સામે આ વાત કરીશું તો તે ગુસ્સે થશે અને તેના પરિણામે અમે મજા માણીશું. આ એવી મજાક છે કે, જેની હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મનાઈ ફરમાવી છે. એટલી મજાક કરો, જેને બીજો માણસ સહન કરી શકે. હવે તમે બીજાની સાથે એટલી મજાક કરી કે, તેને પરેશાન કરી દીધો, હવે તે પોતાના મનમાં સંકળાશ અનુભવે છે તો યાદ રાખો, આ મજાકને કારણે તમને દુનિયામાં થોડી ઘણી મજા પડે છે, પરંતુ આખિરતમાં તેની સજા બહુ આકરી છે. અલ્લાહ તેના આશ્રયમાં રાખે, કેમ કે તેના વડે તમે એક મુસલમાનનું દિલ દુભાવ્યું છે અને મુસલમાનના દિલને દુઃખાવવું મોટો ગુનાહ છે.

## માનવીની આબરૂ બયતુલ્લાહથી વધુ :

ઈબ્ને માજહમાં એક હદીસ છે કે, એક વાર હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બયતુલ્લાહ શરીફનો તવાફ કરતા હતા. તવાફ કરતાં કરતાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયતુલ્લાહથી સંબોધન કરતાં ફરમાવ્યું,

''હે બયતુલ્લાહ ! તું કેટલો મહાન છે. તારી કદર અને દરજ્જો કેટલો મહાન છે કે, આ સમગ્ર ધરતી પર અલ્લાહ તઆલાએ તને પોતાનું ઘર નક્કી કર્યું છે. તારું સન્માન એટલું મહાન છે, પરંતુ હે બયતુલ્લાહ ! એક વસ્તુ એવી છે જેની ઈઝઝત તારાથી વધુ છે, તે છે મુસલમાનનો પ્રાણ, તેનો માલ અને તેની આબરૂ.

જો કોઈ વ્યક્તિ એવો પથ્થરદિલ અને બદનસીબ હોય કે તે બયતુલ્લાહને તોડી નાખે તો અલ્લાહની પનાહ ! તો આખી દુનિયા તેને દુષ્ટ કહેશે કે તેણે અલ્લાહના ઘરનું કેટલું અપમાન કર્યું છે, પરંતુ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, જો કોઈ મુસલમાને કોઈ અન્ય મુસલમાનના પ્રાણ, માલ કે આબરૂ પર હુમલો કર્યો અથવા તેનું દિલ દુભાયું તો બયતુલ્લાહને શહીદ કરવા કરતાં વધારે ગંભીર ગુનાહ છે, પરંતુ તમે તેને નજીવી વાત સમજી રાખી છે અને તમે અન્ય માણસની મજાક ઉડાવી રહયા છો અને તેનું દિલ દુભાવીને મજા માણી રહયા છો ? અરે ! આ તો તમે બયતુલ્લાહને તોડી રહયા છો. તેના આદરને પાયમાલ કરી રહયા છો. માટે કોઈને મશ્કરીનું નિશાન બનાવવું અને તેની હાંસી ઉડાવવી હરામ છે.

## એવી મજાક મનમાં તિરસ્કાર જન્માવે છે :

અને આ મજાક પણ એવી વસ્તુઓમાંથી છે, જે દિલની અંદર ગાંઠ બાંધે છે અને મનમાં શત્રુતા–તિરસ્કાર જન્માવે છે. જો બીજો માણસ તમારા વિશે એવો અનુભવ કરે કે, આ મારી મશ્કરી કરે છે, મારું અપમાન કરે છે, તો કહો જોઈએ, શું કયારે પણ તેના મનમાં તમારો પ્રેમ પેદા થશે ? કયારેય પ્રેમ નહિ જન્મે, બલકે તેના મનમાં તમારા પ્રત્યે નફરત પેદા થશે કે આ માણસ મારી સાથે આવું વર્તન કરે છે અને પછી તે નફરતના પરિણામે પરસ્પર ઝઘડો અને ફસાદ વિસ્તરશે, પરંતુ મિત્રો કે સગાં–વહાલાં પરસ્પર એવી મજાક કરી રહયા છે, જેમાં કોઈનું દિલ દુભાવવાની વાત નથી તો શરઈ રીતે આવી મજાકની પરવાનગી છે, શરીઅતે આવી મજાકની મનાઈ કરી નથી.

## વાયદો પૂરો કરો :

આ હદીસમાં ત્રીજો હુકમ એ છે કે,

وَلَا تَعِدْهُ مَوْعِدًا فَتُخْلِفَهُ

"કોઈ એવો વાયદો ન કરો, જે તમે પૂરો ન કરી શકો." જે વ્યક્તિને જે વાયદો કર્યો છે તે વાયદો અવશ્ય પૂરો કરો. વાયદો કરીને પૂરો ન કરવો તેને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નિફાક (વેર)ની નિશાની દર્શાવેલ છે. હદીસ શરીફમાં આવે છે કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

ثَلَاثٌ مَنْ كُنَّ فِيْهِ فَهُوَ مُنَافِقٌ إِذَا حَدَّثَ كَذَبَ، وَإِذَا وَعَدَ أَخْلَفَ، وَإِذَا اؤْتُمِنَ خَانَ

(نسائی، کتاب الایمان، باب علامۃ المنافق)

## મુનાફિકની ત્રણ નિશાનીઓ :

"ત્રણ વસ્તુઓ જે વ્યક્તિમાં પામવામાં આવે, તે શુદ્ધ મુનાફિક છે : જ્યારે વાત કરે ત્યારે જૂઠ બોલે, જ્યારે વાયદો કરે તો વચનભંગ કરે અને જ્યારે તેની પાસે અમાનત મૂકવામાં આવે તો તે અમાનતમાં દાનત–નિય્યત બગાડે."

આ ત્રણ વસ્તુઓ જે વ્યક્તિમાં હોય, તે સંપૂર્ણ મુનાફિક છે. આથી માલૂમ પડે છે કે, વાયદા વિરુદ્ધ કોઈ કામ કરવું નિફાકનો સંકેત છે. માટે જો તમને વિશ્વાસ ન હોય કે હું વાયદાનું પાલન

કરી શકીશ નહિ તો વાયદો કરશો નહિ, પરંતુ એક વાર વાયદો કરી લો તો જ્યાં સુધી કોઈ સચોટ કારણ (આપત્તિ) ઉપસ્થિત ન થાય, ત્યાં સુધી પાબંદી અનિવાર્ય છે.

## બાળકોથી વાયદો પૂરો કરવો :

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, બાળકોથી પણ વાયદો કરો તો તેને પૂરો કરો. રિવાયતમાં આવે છે કે, એક સહાબીએ એક બાળકને બોલાવતાં કહયું કે, મારી પાસે આવો, હું તમને વસ્તુ આપીશ. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પૂછયું કે, શું ખરેખર, તમારો ઈરાદો તેને કાંઈક આપવાનો હતો કે અમસતાં જ દિલ બહેલાવવા માટે કહી દીધું? તે સહાબીએ ફરમાવ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પાસે ખજૂર છે, તે આપવાનો ઈરાદો હતો.'' હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જો તમે ખાલી એમ જ વાયદો કરી લેતા અને કાંઈક આપવાનો ઈરાદો ન હોત તો તમને એ બાળક સાથે વચનભંગ કરવાનો ગુનાહ થાત અને બાળક સાથે વચનભંગનો અર્થ એ છે કે, તમે બાળકને શરૂઆતથી જ એવી કેળવણી આપી દીધી કે, વચનભંગ કરવો એ કોઈ ખરાબ વાત નથી અને તમે પહેલા દિવસથી જ તેની તાલીમ ખરાબ કરી નાખી. માટે બાળકો સાથે વચનભંગ કરવો જોઈએ નહિ. બાળ કો સાથે પણ જે વાયદો કરો તે પૂરો કરો.

અને અમુક વચન એવા હોય છે કે, માણસ એવું સમજે છે કે, મેં માણસ સાથે વાયદો કર્યો છે, મારે તેની વિરુદ્ધ ન કરવું જોઈએ, પરંતુ અમુક વચનભંગ એવા હોય છે કે, જેમની દિશાએ આપણું

ધ્યાન જતું નથી કે તે પણ એક વચનભંગ છે.

## સિદ્ધાંત અને કાયદાની પાબંદી ન કરવી, વચનભંગ છે :

જે રીતે દરેક સંસ્થાઓના કેટલાક સિદ્ધાંત અને નિયમો હોય છે. આપણે કોઈ સંસ્થામાં નોકરી કરીએ છીએ તો તે સંસ્થામાં જોડાતા સમયે આપણે અમલી રીતે વચન આપીએ છીએ કે, તે સંસ્થાના નિયમો અને કાયદાઓ પાળીશું અથવા તમે ભણવા માટે દારુલ ઉલૂમમાં પ્રવેશ લઈ લીધો, તો પ્રવેશ મેળવતી વખતે વિદ્યાર્થી સાથે એક લેખિત વચન પણ લેવામાં આવે છે કે, હું આ–આ કામો કરીશ અને જો કોઈ વિદ્યાર્થી સાથે લેખિત વચન ન લીધું હોય તો પણ પ્રવેશ મેળવવાનો અર્થ જ એ છે કે, તે સ્વીકારે છે કે, દારુલ ઉલૂમના જે કાયદા અને નિયમો છે, તે પાળીશ. હવે વિદ્યાર્થી ત્યાંના નિયમોનો ભંગ કરશે તો તે વચનભંગ ગણાશે અને આ અમલ નાજાઈઝ અને ગુનાહ છે.

## જે નિયમો શરીઅત વિરુદ્ધ ન હોય, તેમની પાબંદી આવશ્યક છે :

એ જ રીતે જે માણસ કોઈ દેશની નાગરિકતા ધરાવે છે, તો તે માણસ અમલી રીતે તે દેશ સાથે કરાર કરે છે કે, હું આ દેશના કાયદાઓની પાબંદી કરીશ. જ્યાં સુધી કોઈ નિયમ મને શરીઅતના આદેશ વિરુદ્ધ કોઈ કામ કરવા વિવશ ન કરે. જો કોઈ કાયદો એવો હોય કે, જે શરીઅતના આદેશ વિરુદ્ધ કોઈ કામ કરવા

મજબૂર કરે છે તો તે અંગે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવી દીધું કે,

لَا طَاعَةَ لِمَخْلُوْقٍ فِيْ مَعْصِيَةِ الْخَالِقِ

અર્થાત્ : "વિધાતા (અલ્લાહ)ની અવજ્ઞામાં સૃષ્ટિ (મખ્લૂક)ની આજ્ઞાપાલન નથી." જે કામથી શરીઅત અટકાવે તે કામ કરવા માટે ભલે કોઈ રાજા કહે કે કોઈ રાષ્ટ્રપતિ અથવા વડાપ્રધાન કહે અથવા કોઈ કાયદો–કાનૂન તે કામ કરવા આદેશ આપે, પરંતુ તમે એ આદેશ માનવા પાબંદ નથી, બલકે તમે અલ્લાહ તઆલાના હુકમને અનુસરવા બંધાયેલા છો.

## કાયદા વિરુદ્ધનું કૃત્ય વચનભંગ છે :

માટે જો કોઈ કાયદો તમને ગુનાહ કરવા વિવશ કરતો નથી, બલકે જાઈઝ વસ્તુઓ માટે કાયદો ઘડાયેલો છે તો તેવી સ્થિતિમાં દરેક નાગરિક ભલે તે મુસલમાન હોય કે ગૈરમુસ્લિમ, પોતાની સરકારથી એવો કરાર કરે છે કે, હું નિયમબદ્ધ રહીશ. જો કોઈ વ્યક્તિ સચોટ કારણ કે આપત્તિ વિના કાયદા વિરુદ્ધનું કૃત્ય કરે તો તે પણ વચનભંગમાં સામેલ છે.

## ટ્રાફિકના નિયમોની પાબંદી કરો :

ટ્રાફિકના જે નિયમો છે કે લાલ બત્તી થાય તો અટકી જાવ અને જ્યારે લીલી બત્તી થાય ત્યારે ચાલી નીકળો. આ નિયમને અનુસરવું શરઈ રીતે પણ આવશ્યક છે. એટલા માટે કે, તમે વચન આપેલ છે કે, હું આ દેશના નિયમો પાળીશ. જો તમે આ નિયમનો ભંગ

કરીને પસાર થઈ જાવ છો તો આ સ્થિતિમાં વચનભંગના ગુનાહના આરોપી છો, ભલે તે મુસ્લિમ દેશ હોય કે ગેર મુસ્લિમ દેશ હોય.

## બેરોજગાર ભથ્થું મેળવવું :

ઈંગ્લેન્ડ સરકાર બેરોજગાર ભથ્થું આપે છે, એટલે કે જે લોકો બેરોજગાર હોય છે તેમને એક ભથ્થું આપવામાં આવે છે, અર્થાત રોજગાર પ્રાપ્ત થવા સુધી સરકાર તેમનું પોષણ કરે છે. આ એક સારી પદ્ધતિ છે, પરંતુ આપણા કેટલાક ભાઈઓ જે અહીંથી ત્યાં ગયા છે, તે લોકોએ બેરોજગારીને એક વ્યવસાય બનાવી લીધો છે. હવે આવા લોકો રાત્રે ચોરીછુપીથી સંતાઈને નોકરી કરી લે છે અને સાથે બેરોજગાર ભથ્થું પણ મેળવે છે. સારા એવા નમાઝી અને દીનદાર લોકો પણ આ ધંધો કરે છે. એક વાર એક મહાશયે મને આના વિશે મસ્અલો પૂછયો, તો મેં જણાવ્યું કે, આ અમલ તો બિલકુલ નાજાઈઝ છે. પ્રથમ તો એ જૂઠ છે. તમે બેરોજગાર નથી છતાં પોતાને બેરોજગાર જાહેર કરો છો. બીજું એ કે, તમે સરકારી નિયમ તોડી રહયા છો. કેમ કે, તમે તે દેશમાં પ્રવેશી ચૂકયા છો તો તે દેશના જાઈઝ નિયમો પાળવા આવશ્યક છે. તે મહાશયે જવાબમાં કહયું કે, એ તો ગેર મુસ્લિમ સરકાર છે અને ગેર મુસ્લિમ સરકારના પૈસા ગમે તે રીતે મળે, ખર્ચ કરવા જાઈઝ છે. અલ્લાહની પનાહ ! અરે ભાઈ, જ્યારે તમે આ દેશમાં દાખલ થયા હતા, તે સમયે તમે વચન આપ્યું હતું કે, અમે આ દેશના નિયમો પાળીશું. માટે હવે તે દેશના નિયમો તોડવા જાઈઝ નથી અને જે રીતે મુસલમાન સાથે વાયદા વિરુદ્ધ કરવું જાઈઝ નથી, તે જ રીતે કાફિરો સાથે પણ વાયદા વિરુદ્ધ કરવું જાઈઝ નથી અને

વાયદા વિરુદ્ધ કરવાને પરિણામે જે પૈસા પ્રાપ્ત થશે તે પણ નાજાઈઝ અને હરામ છે.

**સ્પષ્ટતા :**

ઝઘડાનું એક મહાન કારણ વચનભંગ છે. અલ્લાહ તઆલા આપણને સૌને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાકીઝા સુન્નતો પર અમલ કરવાની નેક તૌફીક અતા ફરમાવે, આમીન, યા રબ્બલ આલમીન.

وَاٰخِرُ دَعْوٰنَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ

* * * * * *

# કૌટુંબિક ઝઘડાઓના કારણો અને તેમનો ઉકેલ

## ભાગ :- ૬

اَلْحَمْدُ لِلّٰهِ نَحْمَدُهٗ وَنَسْتَعِيْنُهٗ وَنَسْتَغْفِرُهٗ وَ نُؤْمِنُ بِهٖ وَنَتَوَكَّلُ عَلَيْهِ وَنَعُوْذُ بِاللّٰهِ مِنْ شُرُوْرِ اَنْفُسِنَا وَمِنْ سَيِّئَاتِ اَعْمَالِنَا مَنْ يَّهْدِهِ اللّٰهُ فَلَا مُضِلَّ لَهٗ وَمَنْ يُّضْلِلْهُ فَلَا هَادِيَ لَهٗ وَاَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَ اَشْهَدُ اَنَّ سَيِّدَنَا وَنَبِيَّنَا وَمَوْلَانَا مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَعَلٰى اٰلِهٖ وَ اَصْحَابِهٖ وَبَارَكَ وَسَلَّمَ تَسْلِيْمًا كَثِيْرًا كَثِيْرًا

વિતેલા કેટલાય અઠવાડિયાથી કૌટુંબિક ઝઘડાઓના વિભિન્ન કારણોનું વર્ણન ચાલી રહયું છે. તે કારણોમાંથી એક કારણ તે છે, જે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ આ હદિસમાં બયાન ફરમાવ્યું છે, તે હદીસ આ છે.

# આ મોટો વિશ્વાસઘાત છે :

હઝરત સુફિયાન બિન ઉસૈદ (રદિ.) ફરમાવેછે કે, તેમણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ ફરમાવતા સાંભળ્યા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

كَبُرَتْ خِيَانَةً أَنْ تُحَدِّثَ أَخَاكَ حَدِيثًا هُوَ لَكَ بِهِ مُصَدِّقٌ وَأَنْتَ لَهُ بِهِ كَاذِبٌ

(ابوداؤد، کتاب الادب، باب فی المعاریض)

"આ મોટા દગાની વાત છે કે તમે પોતાના ભાઈને કોઈ એવી વાત કહો જેને તે સમજી રહયો હોય કે તમે તેને સાચી વાત જણાવી છે, પરંતુ વાસ્તવમાં તમે તેની સામે જૂઠ બોલી રહયા હોવ." આ આવું આચરણ છે જેના કારણે દિલમાં તિરાડ પડી જાય છે, દિલ ફાટી જાય છે અને શત્રુતા જન્મે છે. જૂઠ બોલવું તો દરેક હાલતમાં ઘણો મોટો ગુનાહ છે, પરંતુ આ હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશેષ રૂપે તે જૂઠનું વર્ણન કરે છે કે જયાં તમારો સંબંધિત તમારા પર વિશ્વાસ કરે છે અને તે એવું સમજે છે કે આ માણસ જે વાત મને કહેશે તે વાત સાચી વાત કહેશે, પરંતુ તમે તેથી વિપરીત તેના વિશ્વાસને ઈજા પહોંચાડીને તેની સાથે જૂઠ બોલો છો તો આ અમલમાં જૂઠનો પાપ તો છે જ, સાથે જ આમાં વિશ્વાસઘાતનો ગુનોહ પણ છે.

## તે અમાનતદાર છે :

એટલા માટે કે જે વ્યક્તિ તમારાથી રજૂ કરે છે, તે તમને સાચો અને અમાનતદાર સમજીને રજૂ કરે છે. હદીસ શરીફમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો છે,

اَلْمُسْتَشَارُ مُؤْتَمَنٌ

"જે વ્યક્તિથી મશ્વરો (સલાહ) પ્રાપ્ત કરવામાં આવે છે, તે અમાનતદાર હોય છે."

એટલે કે મશ્વરો કરનારે તેની પાસે અમાનત મૂકાવેલી છે કે તમે સાચી વાત મને જણાવજો અને તેના પર વિશ્વાસ અને ભરોસો પણ કરી રહયો છે, પણ તમે તેની સાથે જૂઠ બોલ્યા અને ખોટી વાત જણાવી, માટે તમે વિશ્વાસઘાતનો ગુનાહ પણ કર્યો.

## ખોટું મેડીકલ સર્ટી :

આજે આપણાં સમાજમાં જેટલા ભલામણપત્રો અને પ્રમાણપત્રો આપવામાં આવે છે, તે બધા આ હદીસ હેઠળ આવે છે. દાખલા તરીકે એક વ્યક્તિ બીમાર છે અને તેને નોકરીમાંથી રજા લેવા માટે એ જરૂરી છે કે તે મેડીકલ સર્ટી. રજૂ કરે કે તે ખરેખર બીમાર છે. તો જ્યારે ડોકટરથી સર્ટી. પ્રાપ્ત કરવામાં આવશે તો તે અમાનતદાર છે, કેમકે તે સંસ્થા પેલા ડોકટર પર વિશ્વાસ કરી રહી છે કે તે જે સર્ટી આપશે, તે સાચું પ્રમાણપત્ર આપશે. તે વ્યક્તિ ખરેખર બીમાર હશે તો જ સર્ટી. આપશે,

અન્યથા નહિ આપે. હવે જો તે ડોકટર પૈસા લઈને અથવા પૈસા લીધા વગર મિત્રતા હોવાથી તેને સર્ટી. આપી દે કે તેને રજાઓ મળી જાય, ખાટો સર્ટી. આપી દેશે તો એ ડોકટર જૂઠના ગુનાહ સાથે વિશ્વાસઘાતનો પણ પાપી બનશે અને જે વ્યક્તિ એવું સર્ટી. આપી દે, તે વ્યક્તિ અસંખ્ય ગુનાહો કરે છે. એક એ કે જૂઠ બોલી રહયો છે અને બીજું એ કે ડોકટરને જૂઠ બોલવા વિવશ કરે છે અને જો પૈસા આપીને એ પ્રમાણપત્ર મેળવે છે તો લાંચ આપવાના ગુનાહનો પાપી છે અને પછી જૂઠ બોલીને રજાઓ લઈ રહયા છે, માટે એક ખોટું મેડીકલ સર્ટી. પ્રાપ્ત કરવામાં આટલા અસંખ્ય ગુનાહ ભેગા થયાં. અલ્લાહ તઆલા પોતાની પનાહમાં રાખે.

આજે આપણો સમાજ આ વસ્તુઓથી ભરેલો છે. સારા એવા ભણેલા, દીનદાર, નમાઝી, શરીઅતના પાબંદ લોકોને પણ જ્યારે જરૂર પડે છે તો તેઓને પણ ખોટું સર્ટી. કઢાવવામાં કોઈ શરમ કે સંકોચ થતો નથી. આ વસ્તુએ દીનથી કાંઢી મૂકી છે.

## મદ્રસાઓ માટેભલામણ કરવી :

એવી જ રીતે મદ્રસાઓની ભલામણ છે. ઘણાં ખરા મદ્રસાઓના પ્રબંધકો મારી પાસે પણ આવે છે કે આપ અમારા મદ્રસાનુ સમર્થન કરો કે દાન આપવામાં આવશે તો તે દાન યોગ્ય સ્થાને ઉપયોગ કરવામાં આવશે. આવું સમર્થન એક પ્રકારની સાક્ષી છે. હવે જો કોઈ માણસે એમ કહયું કે ફલાણા માણસથી ભલામણ કરાવી લાવો, ત્યારે અમે તમને દાન આપીશું, અર્થાત તેણે મારા પર વિશ્વાસ કર્યો. હવે મારી એ ફરજ છે કે હું ત્યાં સુધી તેનું સમર્થન ન કરું જ્યાં સુધી મને વાસ્તવમાં તે વાતનો

વિશ્વાસ ન હોય કે ખરેખર આ મદ્રસો ચંદાનો હક ધરાવે છે. જો એક વ્યક્તિ મારી પાસે આવે અને હું ફક્ત મિત્રતા અને શરમમાં આવીને ભલામણ કરી આપું તો એનો અર્થ એ થશે કે લોકો તો મારા પર વિશ્વાસ રાખે છે અને હું તેમની સાથે જૂઠ બોલી રહયો છું, કેમકે મેં તે મદ્રસાને જોયો નથી. હું તેની પરિસ્થિતિઓ જાણતો નથી, તેના કામ કરવાની પદ્ધતિથી હું પરિચિત નથી. તેમ છતાં મેં ભલામણ લખી આપી, તો હું અતિ ખરાબ વિશ્વાસઘાતી છું. કેટલાક મદ્રસાના વ્યવસ્થાપકો મારી પાસે આવે છે, જ્યારે હું તેમનાથી ક્ષમા યાચના કરું છું તો કહે છે કે તમારાથી આટલું નાનકડું કામ થતું નથી. તેઓ સમજે છે કે ઈન્કાર કરવું સજ્જનતા વિરૂદ્ધ છે. વાસ્તવમાં આ સાક્ષી અને ગવાહી છે અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ અતિ ખરાબ વિશ્વાસઘાત છે કે લોકો તમારા પર ભરોસો કરીને સાચા સમજી રહયા છે અને તમે તેમની સામે જૂઠ બોલી રહયા છો.

## ખોટો ચારિત્ર્ય પ્રમાણપત્ર :

આજકાલ કેરેકટર સર્ટી. બનાવવામાં આવે છે અને સર્ટી. લખનાર તેમાં લખે છે કે હું આ વ્યક્તિને પાંચ વર્ષથી ઓળખું છું. જો કે તે તેને ફક્ત બે દિવસથી જ ઓળખે છે. હું તેની પરિસ્થિતિથી વાકેફ છું. આ ઘણાં સારા સંસ્કાર અને ચરિત્રનો માલિક છે. હવે સર્ટી. લખનાર વ્યક્તિ એવું સમજે છે કે હું આની સાથે ભલાઈ કરી રહયો છું, પરંતુ તેને એ ખબર નથી કે ભલાઈ કરવાના પરિણામે કિયામતના દિવસે તેની ડોક પકડવામાં આવશે કે તમે તો એમ લખ્યું હતું કે હું તેને પાંચ વર્ષથી અથવા

દસ વર્ષથી ઓળખું છું. જો કે તમે તેને ઓળખતા નહોતા. આ અતિ
ખરાબ વિશ્વાસઘાતમાં સામેલ છે, કેમકે લોકો તમારા પર ભરોસો કરી
રહયા છે અને તમે લોકો સાથે જૂઠ બોલી રહયા છો.

## આજે પ્રમાણપત્રનું કોઇ મૂલ્ય નથી :

આજે સમાજ આવી વાતોથી ભરાઈ ચૂકયો છે. તેનું પરિણામ
એ છે કે આજે સર્ટીનું પણ કોઈ મૂલ્ય નથી, કેમકે લોકો જાણે છે
કે આ બધા ખોટા અને બનાવટી સર્ટીફિકેટ છે. આજે આપણે
આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈર્શાદોને જીવનમાંથી
કાઢી મૂકયા છે અને ફકત નમાઝ, રોઝા અને તસ્બીહનું નામ
દીન રાખી દીધું છે, પરંતુ દુન્યવી જીવનમાં આપણે લોકોની
સાથે કઈ રીતે વર્તીએ છીએ તેના પ્રતિ ધ્યાન જ નથી.

## આ પણ વિવાદોનું કારણ છે :

આ વસ્તુ પણ આપણાં કુસંપ અને ઝઘડાના કારણોમાંથી એક
કારણ છે, કારણ કે જ્યારે તમે એક વ્યક્તિ પર વિશ્વાસ કરો છો
કે તે વ્યક્તિ તમને સાચી વાત જણાવશે, પરંતુ તે વ્યક્તિ
તમારાથી જૂઠ બોલે, તો તે જૂઠના પરિણામે તેના દિલમાં તમારા
વિરૂદ્ધ ગાંઠ પડી જશે કે મેં તો આના પર વિશ્વાસ કર્યો, પણ
તેણે મારી સાથે જુઠ્ઠી વાત કરી, મને દગો દીધો અને મને ખોટો
માર્ગ દેખાડયો, માટે તેના મનમાં તમારા વિરૂદ્ધ વેર અને દુશ્મની
જન્મ લેશે.

પરસ્પરના ઝઘડા અને કુસંપનું એક મોટું કારણ "જૂઠ" છે.
જો આ જૂઠને નાબૂદ નહિ કરો તો આસપાસના ઝઘડાઓ અને

વિવાદોનો અંત કઈ રીતે આવશે ? માટે આ જૂઠને ખતમ કરો. આમ તો દરેક જૂઠ હરામ છે, પરંતુ ખાસ કરીને તે જૂઠ જ્યાં અન્ય માણસ તમારા પર વિશ્વાસ કરી રહયો છે અને તમે તેની સાથે જૂઠ બોલો, આ જૂઠ ખતરનાક છે.

## જે વીતી ગયું તેનો પશ્ચાતાપ કેમ કરશો :

હવે એક સવાલ એ જન્મે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પરસ્પરના વિવાદો અને કુસંપના જે કારણો વર્ણવ્યા છે, જો આજે આપણે તેમનાથી દૂર રહેવાનો ઈરાદો કરી લઈએ અને મહેનત કરીને પોતાની જાતને કટિબદ્ધ બનાવીએ તો ઈન્શાઅલ્લાહ હવે પછીનું જીવન તો યોગ્ય થઈ જશે, પરંતુ જે જિંદગી અગાઉ વીતી ચૂકી છે, તેમાં આજ સુધી આપણાંથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કેળ વણીની જે અવગણના થઈ છે, ઉદાહરણ તરીકે કોઈની ગીબત (ચાડી) કરી લીધી, કોઈને ખરાબ કહી દીધું, કોઈને દુઃખ પહોંચાડયું, કોઈને તકલીફ પહોંચાડી, કોઈનું દિલ દુભાવ્યું અને અવજ્ઞાઓના પરિણામે અને બંદાઓના અધિકારો નષ્ટ કરવાના કારણે આપણું આ'માલનામું કાળું થઈ ગયું છે, તેનો ઉપાય શું છે ? આપણે વીતી ગયેલી જિંદગી પર નજર કરીએ તો દેખાશે કે જીવનના વીતેલા વર્ષોમાં શી ખબર કેટલા માણસોથી સંપર્ક થયો, કેટલા માણસો સાથે સંબંધો સ્થપાયા, આપણે કોનો કેટલો હક છીનવી લીધો ? આનો આપણી પાસે કોઈ હિસાબ નથી કે માપદંડ નથી અને બધાંથી માફી માંગવાની પણ કોઈ સ્થિતિ નથી. માટે, જો આજથી આપણો સુધાર કરી પણ દઈએ તો ગત

વ્યવહારોનો અને વીતેલી જિંદગીનું શું બનશે ? અને પાછળનો હિસાબ–કિતાબ સાફ કરવાનો માર્ગ કયો છે ? આ બહુ મહત્વનો સવાલ છે, અને આપણે આ અંગે ચિંતા કરવાની આવશ્યકતા છે.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું માફી માંગવું :

પરંતુ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર બલિદાન જાઓ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપણી દરેક સમસ્યાનો ઉકેલ પોતાની પવિત્ર જિંદગીના આદર્શ નમૂનામાં માર્ગદર્શન આપી દીધો છે. જો માણસ પોતાની પાછલી જિંદગીનો સુધાર કરવા ઈચ્છતો હોય અને ખ્યાલ હોય કે મેં અલ્લાહના ઘણાં બંદાઓના અધિકારો નષ્ટ કરી દીધા છે, તો તેનો માર્ગ પણ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દર્શાવ્યો છે અને જાતે તે અંગે અમલ કરીને બતાવ્યું કે એક દિવસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મસ્જિદે નબવીમાં ઊભા થઈને બધા સહાબએ કિરામ સમક્ષ ફરમાવ્યું, ''મારા અસ્તિત્વથી કયારે પણ કોઈ પણ વ્યક્તિને તકલીફ પહોંચી હોય અથવા કયારે પણ મારાથી કોઈ બળજબરી થઈ ગઈ હોય, તો હું આજે પોતાની જાતને તેની સામે રજૂ કરું છું. જો તે માણસ બળજબરીનો બદલો લેવા ઈચ્છતો હોય તો હું વળતર આપવા તૈયાર છું, અને જો તે માફ કરવા ઈચ્છતો હોય તો હું વિનંતી કરું છું કે મને માફ કરી દે.''

# હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું સર્વોચ્ચ સ્થાન :

આ ઘોષણા એવા વ્યક્તિત્વએ કરી, જેમના વિશે કુર્આને કરીમે ફરમાવી દીધું કે,

لِيَغْفِرَ لَكَ اللّٰهُ مَا تَقَدَّمَ مِنْ ذَنْبِكَ وَمَا تَأَخَّرَ (سورة فتح :آيت٢)

''જેથી અલ્લાહ તઆલા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સઘળી અગાઉની અને પાછળની ભૂલો માફ ફરમાવી દે.'' (સૂરહ ફતહ : આયત–૨)

અને જેમના વિશે આ ફરમાવી દીધું,

فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُوْنَ حَتّٰى يُحَكِّمُوْكَ فِيْمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوْا فِيْٓ اَنْفُسِهِمْ حَرَجًا مِّمَّا قَضَيْتَ وَيُسَلِّمُوْا تَسْلِيْمًا (سورة النساء : آيت ٦٥)

અર્થાત્ : ''પરવરદિગારના સોગંદ ! લોકો ત્યાં સુધી મુસલમાન ન થઈ શકે, જ્યાં સુધી તેઓ પરસ્પરના વિવાદોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નિર્ણાયક ન બનાવે. અને તે પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જે કાંઈ ચુકાદો આપે તે અંગે તેઓ પોતાના મનમાં કોઈ પ્રકારનો સંકોચ અનુભવે નહિ અને તે ચુકાદાને માનવા માટે તેની આગળ પોતાનું માથું નમાવે નહિ.'' (સૂરહ નિસા : આયત–૬૫)

એટલા માટે જે વ્યક્તિત્વ અંગે કુર્આને કરીમમાં ઉપરોક્ત ઈર્શાદો ઉતર્યા હોય અને જેમના વિશે એ વાતની સ્પષ્ટતા

કરવામાં આવી હોય કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અસ્તિત્વથી કોઈને પણ જુલમ, બળજબરી કે તકલીફ પહોંચી જ ન શકે, તેમ છતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ મસ્જિદે નબવીમાં ઊભા થઈને બધા સહાબએ કિરામ (રદિ.) સમક્ષ એ ઘોષણા કરી જેનું વર્ણન ઉપર કરેલ છે.

## એક સહાબી (રદિ.)નું બદલો લેવા માટે આવવું :

રિવાયતોમાં આવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ ઘોષણા સાંભળીને એક સહાબી ઉભા થઈ ગયા અને અરજ કરી કે યા રસૂલલ્લલાહ ! હું બદલો લેવા ઈચ્છું છું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કેવો બદલો? તેમણે અરજ કરી કે એક વાર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારી કમરમાં માર્યું હતું, હું તેનો બદલો લેવા ઈચ્છું છું. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે મને તો મારવું યાદ નથી, પરંતુ જો તમને યાદ છે તો આવી જાવો અને બદલો લઈ લો, માટે તે સહાબી કમર પાછળ આવી ગયા અને અરજ કરી, યા રસૂલલ્લાહ ! જે વખતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને માર્યું હતું તો તે વખતે મારી કમરે કપડું નહોતું, બલ્કે મારી કમર ખુલ્લી હતી. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની ચાદર કમરથી હટાવી દીધી તો નુબુવ્વતની મહોર દેખાવા લાગી. તે સહાબી આગળ વધ્યા અને નુબુવ્વતની મહોરને ચુંબન આપ્યો અને અરજ કરી કે યા રસૂલલ્લાહ ! નુબુવ્વતની મહોરને ચુમવા

માટે મેં આ બહાનું બનાવ્યું. જો કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમંએ પોતાની જાતને રજૂ કરી દીધી હતી કે જે બદલો લેવો હોય, તે બદલો આપવા માટે હું તૈયાર છું.

## સૌની સાથે માફી અને પ્રાયશ્ચિત કરી લો :

આ અમલ દ્વારા હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઉમ્મતને શીખવાડયું કે જ્યારે હું આ અમલ કરી રહયો છું તો તમે પણ જો પોતાના પાછલા જીવનના ડાઘા (કલંક) ધોવા ઈચ્છતા હોવ તો પોતાના સંપર્ક ધરાવનારા લોકો, સ્વજનો, સગાં–વહાલાં અને મિત્ર વર્તુળમાં આ પ્રસ્તાવ રજૂ કરો કે શી ખબર પાછલી જિંદગીમાં મારાથી તમારો કયો હક છીનવાઈ ગયો હોય, આજે હું તેનો બદલો આપવા માટે તૈયાર છું અને આપ માફ કરી દો તો આપની મહેરબાની.

## હઝરત થાનવી (રહ.) નું માફી માંગવું :

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી સાહબ થાનવી (રહ.)એ વિશેષ રૂપે એક સામાયકિ આ વિષય પર લખ્યો અને તે સામાયિક પ્રકાશિત કર્યો, અને પછી પોતાનાં બધા સંબંધ ધરાવતા લોકોમાં એ સામાયિક વહેંચી દીધો. તે સામાયિકનું નામ છે, "અલ ઉઝર વન્નુઝર". તે સામાયિકમાં આ જ નિબંધ લખ્યો. કેમ કે મારી સાથે ઘણાં લોકોના સંબંધો રહયા છે, શી ખબર મારા પર કોનો અધિકાર હોય અને તે અધિકાર મારાથી

છીનવાઈ ગયો હોય અથવા મારાથી કોઈ બળજબરી થઈ ગઈ હોય, આજે હું પોતાને રજૂ કરું છું. જો મારાથી તે હકનો બદલો લેવા ઈચ્છો છો તો બદલો લઈ લો, જો કોઈ આર્થિક હક મારા જિમ્મે વાજિબ છે તે મને આર્થિક હક યાદ અપાવી દે, હું બદલો આપીશ અથવા કોઈને શારીરિક તકલીફ પહોંચાડી હોય તો હું તેનો બદલો આપવા તૈયાર છું, નહિતર હું માફીની વિનંતી કરું છું અને સાથે આ હદીસ પણ લખી દીધી, એક હદીસમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, જો કોઈ મુસલમાન બીજા મુસલમાનથી સત્ય નિષ્ઠાથી ક્ષમા માંગે છે કે મને માફ કરી દો, મારાથી ભૂલ થઈ ગઈ, તો બીજા મુસલમાન ભાઈની ફરજ છે કે તેને માફ કરી દે, જો તે માફ નહિ કરે તો માફ નહિ કરનાર વ્યક્તિ આખિરતમાં અલ્લાહ તઆલાથી માફીની આશા ન રાખે.

રૂપિયા–પૈસાનો વ્યવહાર જુદો છે. જો અન્યના જિમ્મે રૂપિયા–પૈસા વાજિબ છે તો તેને હક છે કે તે વસૂલ કરે, પરંતુ અન્ય પ્રકારના અધિકારો, દા.ત. ગીબત (ચાડી) કરી હતી અથવા દિલ દુભાયું હતું કે કોઈ તકલીફ પહોંચાડી હતી અને તકલીફ પહોંચાડનાર હવે માફી માંગે છે તો બીજા મુસલમાનને જોઈએ કે માફ કરી દે.

## હઝરત મુફતી સાહબ (રહ.)નું માફી માંગવું :

મારા આદરણીય પિતાજી મૌલાના મુફતી મુહમ્મદ શફી

સાહબ (રહ.)એ અવસાનથી ત્રણ વર્ષ પહેલાં જ્યારે પહેલીવાર હૃદયરોગનો હુમલો થયો, તો હોસ્પિટલમાં જ મને બોલાવીને ફરમાવ્યું કે તમે મારા તરફથી એવો લેખ લખો જે રીતે હઝરત થાનવી (રહ.)એ "અલ ઉઝર વન્નુઝર"માં પોતાની સાથે સંબંધ ધરાવનાર લોકોને લખ્યો હતો અને તેનું નામ રાખજો "કુછ તલાફીએ માફાત" (અર્થાત "કાંઈક" નુકસાનીની ભરપાઈ) તેમાં શબ્દ "કાંઈક"થી એ તરફ સંકેત કર્યો કે તેના વડે એ દાવો નથી કે હું મારા પાછલા બધા વ્યવહારોનો પશ્ચાતાપ કરી રહયો છું, બલ્કે આ કાંઈક પશ્ચાતાપ કરી રહયો છું. આ લેખ લખાવ્યા પછી છપાવ્યો અને પોતાના સમગ્ર સંબંધ ધરાવતા લોકોને પત્ર દ્વારા મોકલ્યો, જેથી તેમના તરફથી માફી થઈ જાય.

## બોલાબોલી માફ કરાવી લો :

આપણા વડીલોએ એક વાકય શિખવાડયું છે જે અધિકતર લોકોના મોઢે હોય છે, આ બહુ સારું વાકય છે. તે એ છે કે જયારે કોઈથી અલગ થઈએ છીએ તો તેનાથી કહીએ છીએ," ભાઈ! અમારું કહેલું–સાંભળેલું માફ કરી દેજો." આ ઘણું કામનું વાકય છે અને આમાં મહાન વિદ્યાની વાત છે. ભલે લોકો આને સમજયા– વિચાર્યા વગર કહી દે છે, પરંતુ વાસ્તવમાં આ વાકયમાં એ જ તરફ ઈશારો છે કે આ સમયે અમે તમારાથી અલગ થઈ રહયા છીએ, હવે ફરીવાર ખબર નથી કે મુલાકાત થાય કે ન થાય, તક મળે કે ન મળે. એટલા માટે મેં તમારા વિશે કાંઈક કહયું હોય, સાંભળ્યું હોય અથવા તમારા પ્રત્યે કોઈ બળજબરી કરી હોય તો આજે હું તમારાથી તેની માફી માંગુ છું. માટે,

પ્રવાસે જતાં આની ટેવ પાડવી જોઈએ કે જેમનાથી મેળ-મુલાકાત રહેતી હોય તેમનાથી આ વાકય કહી દેવું જોઈએ. જયારે તે સામેવાળો જવાબમાં એમ કહી દે કે મેં માફ કરી દીધું તો ઈન્શા અલ્લાહ માફી થઈ જશે.

## જેમની ખબર નથી તેમનાથી ક્ષમાની રીતઃ

માફ કરાવવાની આ પદ્ધતિ તો હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તે લોકો વિશે બતાવી જેમના સુધી પહોંચી શકાય છે, પરંતુ ઘણાં સંબંધીઓ એવા હોય છે કે તેમના સુધી પહોંચવું અશકય છે. દા.ત. આપણે બહુધા બસોમાં, ટ્રેનોમાં, વિમાનોમાં મુસાફરી કરીએ છીએ અને તે મુસાફરીઓમાં શી ખબર કેટલા લોકોને આપણાંથી તકલીફ પહોંચી હશે. હવે આપણને તેમનાં નામ કે સરનામાની જાણ નથી. હવે તેમના સુધી પહોંચીને માફી માંગવાનો કોઈ માર્ગ નથી. તેવા લોકોથી પણ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક પદ્ધતિ જણાવી દીધી, જે બહુ સરળ છે.

## તેમના માટે આ દુઆ કરો :

તે એ છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેવા લોકોના હિતમાં આ દુઆ ફરમાવી દીધી.

أَيُّمَا مُؤْمِنٍ أَوْ مُؤْمِنَةٍ آذَيْتُهُ أَوْ شَتَمْتُهُ
أَوْ جَلَدْتُهُ أَوْ لَعَنْتُهُ فَاجْعَلْهَا لَهُ صَلَاةً
وَزَكٰوةً وَقُرْبَةً تُقَرِّبُهُ بِهَا إِلَيْكَ.

અર્થાત્ : યા અલ્લાહ ! મારા અસ્તિત્વથી કોઈ મોમિન પુરુષ કે સ્ત્રીને કદી કોઈ તકલીફ પહોંચી હોય અથવા કયારે પણ કોઈને ભલુંબુરું (નિંદા) કહયું હોય અથવા કયારે પણ મેં કોઈને માર્યું હોય અથવા કયારે પણ કોઈને લાનત કરી હોય અથવા કયારે પણ તેના માટે બદદુઆ (શાપ) કરી હોય, તો હે અલ્લાહ! મારા તે સમગ્ર આમાલને તે માણસના હિતમાં રહમત બનાવી દે અને તેને તેના પાક હોવાનું માધ્યમ બનાવી દે અને મારા તે અમલના પરિણામે તેને પોતાની નિકટતા અતા ફરમાવ.

એટલા માટે વડીલોએ ફરમાવ્યું કે જે લોકો સુધી આપ પહોંચી ન શકો અને જે લોકોથી માફી માંગવાનો કોઈ માર્ગ નથી તેમના માટે આ દુઆ કરી લો. કેમ કે જયારે તમારી પહોંચાડેલી તકલીફ તેમના હિતમાં રહમત બની જશે તો ઈન્શા અલ્લાહ તેઓ પોતે જ માફ કરી દેશે અને તેમના માટે ઈસાલે સવાબ કરો એટલે કે તેમને સવાબ પહોંચાડો.

## જીવંતને સવાબ પહોંચાડવું :

અમુક લોકો એવું સમજે છે કે ઈસાલે સવાબ ફકત મૃત્યુ પામેલા લોકોને જ કરી શકાય. જે દુનિયાથી જતા રહયા છે, જીવતા લોકોને ન કરી શકાય. આ વિચાર ખોટો છે, ઈસાલે સવાબ તો જીવંત માણસને પણ કરી શકાય છે. માટે ઈબાદત કરીને, તિલાવત કરીને તેનો સવાબ એવા લોકોને પહોંચાડી દો જે લોકોને તમારા અસ્તિત્વથી કયારે પણ તકલીફ પહોંચી હોય. તેના પરિણામે તમે તેમની સાથે જે જુલમ કર્યો છે, ઈન્શા અલ્લાહ તેનું પ્રાયશ્ચિત થઈ જશે.

## બધા માટે દુઆ કરી લો :

આ ઉપરાંત એક દુઆ બધા માટે એ કરી લો કે યા અલ્લાહ! જે વ્યક્તિને મારાથી તકલીફ પહોંચી હોય, યા અલ્લાહ! પોતાના ફઝલથી તેમના પર ખાસ રહમત ફરમાવ અને મારા અમલને તેમના માટે રહમતનું માધ્યમ બનાવી આપ અને તેમને મારાથી રાજી કરી દે અને તેમનાં દિલને મારા તરફથી સાફ કરી દે, જેથી તેઓ મને માફ કરી દે.

## એક ખોટા વિચારનો રદિયો :

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી સાહબ થાનવી (રહ.)એ એક વઅઝ (વ્યાખ્યાન)માં આ દુઆવાળી હદીસ બયાન ફરમાવ્યા પછી ઈર્શાદ ફરમાવ્યું કે, આથી કોઈને એવો ખોટો ભ્રમ ન થાય કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઘણાં ગુનાહ કરનારાઓને લાનત (ફિટકાર) કરી છે. દા.ત. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું,

لَعَنَ اللّٰهُ الرَّاشِیْ وَالْمُرْتَشِیْ۔

અલ્લાહ તઆલા લાંચ–રુશવત લેનાર અને આપનાર પર લાનત કરે.

હવે આ હદીસ સાંભળીને લાંચ આપનાર અથવા લેનાર એવી ગેરસમજ ન કરે, કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફિટકાર મારા હિતમાં બની જશે. એટલા માટે કે ખુદ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ દુઆ

ફરમાવી છે કે, યા અલ્લાહ! મેં જેને લા'નત કરી છે, તે લા'નત તેને દુઆ બનીને લાગે.

એનું કારણ એ છે કે દુઆની હદીસમાં પ્રારંભમાં આ શબ્દો પણ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યા.

إنما أنا بشر أغضب كما يغضب البشر۔

"યા અલ્લાહ! હું તો એક માનવી છું અને જે રીતે અન્ય માણસોને ગુસ્સો આવી જાય છે, તે જ રીતે મને પણ ગુસ્સો આવી જાય છે. તે ગુસ્સાના પરિણામે જો કયારે પણ મેં કોઈને કોઈ તકલીફ પહોંચાડી અથવા લાનત કરી હોય અને બુરું ભલું કહયું હોય તો તેને તેના હિતમાં દુઆ બનીને લાગે.

એટલા માટે આ હદીસ તે લા'નત વિશે છે જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ગુસ્સાની હાલતમાં માનવીય કમજોરીથી કોઈના પર લા'નત કરી હોય, એવી લા'નત તેના હકમાં દુઆ બનીને લાગે, પરંતુ જો હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કોઈ વ્યક્તિ પર ગુનાહને લીધે લા'નત કરી હોય અથવા ઈસ્લામ અને શરીઅતની માંગને કારણે લા'નત કરી હોય તો આ દુઆવાળી હદીસ તે લા'નત અંગે નથી.

**સ્પષ્ટતા :**

જેણે લોકોના હક્કો બરબાદ કર્યા છે અને તેમનું પ્રાયશ્ચિત શકય નથી તો હવે તેમના હિતમાં દુઆ કરો. આ કામ કોઈ મુશ્કેલ નથી. બસ, એક વાર બેસીને અલ્લાહ તઆલા સમક્ષ રજૂ થઈ અરજ કરો કે યા અલ્લાહ! તે બરબાદ કરેલા હકકોને

તેમના હિતમાં દુઆ બનાવી દે અને તેમના માટે રહમતનો માધ્યમ બનાવી દે, અને તેમના દિલ મારા તરફથી સાફ ફરમાવી દે, જેથી તે મને માફ કરી દે.

એટલા માટે પાછલાં વ્યવહારોને સાફ કરવા માટે દરેક વ્યક્તિ આ બે કામ અવશ્ય કરે જે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતથી સાબિત છે અને વડીલોની નીતિ છે. અલ્લાહ તઆલા પોતાની રહમતથી આ સઘળી વાતો પર મને પણ અને તમને પણ અમલ કરવાની તૌફીક અતા ફરમાવે, આમીન. યા રબ્બલ આલમીન !

وَاٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ

* * * * * *